પ્રકાશક—

રામદાસ મોહનદાસ ગાંધી,
નવજીવન પ્રકાશન મંદિર,
અમદાવાદ.



મુદ્રક—

રામદાસ મોહનદાસ ગાંધી,
નવજીવન મુદ્રણાલય,
અમદાવાદ.

પ્રત: ૨૦૦૦

બન્ધુ

પરમાનન્દને

—જેનાં સૂચન ને સહકારથી ઈશુના મહામહિમામય ચરિતનો આ અંશ 'નવજીવન'ના વાચકોને આપવા હું પ્રેરાયો.

સ્વામી આનન્દ

# સાંકળિયું





# પ્રકાશકની પ્રસ્તાવના

નવજીવનનાં પાનાંમાં પ્રગટ થયેલા બે લેખો પુસ્તકાકારે પ્રજા આગળ મૂકતાં અમને આનંદ થાય છે.

આ પ્રકારના લેખોનું મહત્ત્વ દાખવનારી 'નવજીવન'ની નોંધ જ અમે આ પ્રસંગે નીચે ઉતારીયે છીયે :—

' નવજીવન ' માં ઈશુના મુકદ્દમા અને બલિદાન વિષે વિગતવાર વર્ણન આપેલું જોઈ એક ભાઈને શંકા આવી કે ' નવજીવન ' આમ ખ્રિસ્તી ધર્મના પ્રચારમાં તો મદદગાર નથી થતું ? ૧૯૨૨ વરસ પહેલાં બનેલા એક બનાવ પાછળ 'નવજીવન'નાં દસ પંદર કૉલમ રોકવાં એ 'નવજીવન'ને માટે અસાધારણ છે ખરું, છતાં એ હેવાલ જેમણે ધ્યાનપૂર્વક વાંચ્યો હશે તેઓ તેને આજે ' નવજીવન 'માં આપવાનું રહસ્ય સમજી શક્યા હશે. મહાત્માજીને સજા થઈ ત્યારથી છાપાંઓમાં તેમના મુકદ્દમાની

ઈશુના મુકદ્દમા સાથે સરખામણી થતી રહી છે. મહાત્માજીના તત્ત્વજ્ઞાનમાં ખ્રિસ્તી ધર્મની અસર ખૂબ છે એમ પણ માનનારા આ દેશમાં તેમજ પરદેશોમાં પડ્યા છે. મહાત્માજીએ ખ્રિસ્તી ધર્મનો ઉંડો અભ્યાસ કર્યો છે એ વાત સાચી છે અને ઈશુ ખ્રિસ્તના પાવન ચરિત્ર અને ઉપદેશ વિષે તેમના મનમાં આદર છે એ પણ સાચું છે, પણ એમણે અનેક વેળાએ કહ્યું છે કે તેમને જીવનનું પ્રેરકબળ તો સત્ય, અહિંસા અને અપરિગ્રહવાળા વૈષ્ણવ ધર્મમાંથી જ મળ્યું છે. ભગવાન શ્રીકૃષ્ણની ભગવદ્ગીતા એ જ મહાત્માજીનું નવ-જીવન છે.

એમ તો દરેક ધાર્મિક પુરૂષના જીવનમાં અને તેની અધર્મ સામેની ઝુંબેશમાં ઘણું સરખાપણું હોય છે, પણ દરેકની વિશેષતા પણ તેટલી જ સ્પષ્ટ હોય છે. દરેક જમાનાનું કાર્ય જૂદું જ હોય છે. ઉપનિષદો કહે છે તેમ દરેક વખતે પાપ નવું નવું રૂપ ધારણ કરે છે, નવા નવા શરીરમાં પ્રવેશ કરે છે. સજ્જન લોકોનું કામ તે તે સ્થળે જઈ પાપ સામે લડવાનું હોય છે. ઈશુ તેના કાળની સામાજિક નાસ્તિકતા અને પાખંડ જોડે લડતો હતો અને તે વખતની સરકાર ઉદાસીનપણે તે લડત જોતી હતી. આજે નાસ્તિકતા અને પાખંડ સમાજ કરતાં સરકારમાં જ વધુ છે, માટે રામરાજ્ય ઈચ્છનારાઓને પોતાની ઝુંબેશ આ આધુનિક રાવણરાજ્યો સામે જ ચલાવવી પડે છે. સમાજના દરેક માણસે આમાં ભળવું જોઈએ, પણ ઘણાખરા લોકો આ શિરસાટેની લડત ઉદાસીન રહી જોયાં કરે છે.

પુરાતન કાળથી મનુષ્યસમાજમાં અન્યાય અને અત્યાચાર— સામાજિક અન્યાય અને સરકાર તરફથી થતો અત્યાચાર–ચાલતો આવ્યો છે. કેટલાક પુણ્યાત્માઓ તે સહન કરી શકતા નથી અને તેથી તે સામે પોતાનો બુલંદ અવાજ ઉઠાવી દુનિયાને આવા અન્યાય સામે જગાડવા પ્રયત્ન કરે છે. સામાન્ય દુનિયા પોતાના ક્ષુદ્ર જીવનમાં જ મશગુલ હોય છે; વિશાળ પાયા પર

ચાલતો અન્યાય પણ તેમને જગાડી શકતો નથી. અન્યાય જેટલો વિશાળ તેટલો વધારે પરિચિત ગણી તેઓ તેને સહેલાઈથી હજમ કરી શકે છે. આવી જડતામાંથી લોકોને જાગૃત કરવા સારૂ જ પુણ્યાત્માઓને પોતાને જ તેવા અન્યાયોના ભોગ થવું પડે છે. લોકમાન્ય તિલક ૭ વરસ સુધી જેલ જઈ આવ્યા. અરવિંદ ઘોષ આ સરકારના રોષના બલિદાન થયા. તેથી જ આ સરકારની પ્રતિષ્ઠા કોડીની થઈ અને પ્રજાના માબાપ થવાનો તેનો દંભ ઉઘાડો પડ્યો. મહાત્માજીના બલિદાનથી સરકારનું રાવણપણું દુનિયામાં પ્રગટ થયું છે. હવે સરકાર સ્વાભિમાન પણ ખોઈ બેઠી છે અને નિર્લજ્જતાએ સરકારને માળા પહેરાવી છે.

'નવજીવન'ના વાંચનારા જાણે છે કે 'નવજીવન' હમેશાં 'સ્વધર્મનો સિદ્ધાન્ત' ઉપદેશે છે. દરેક માણસને એના પોતાના ધર્મ મારફતે જ મોક્ષ મેળવવાની સગવડ પ્રભુએ કરી રાખી છે. 'ઈશુનું બલિદાન' વાંચી કોઈ હિંદુ કે મુસલમાન ખ્રિસ્તી થઈ જશે એવી બીક રાખવાનું કશું કારણ નથી. હા, 'નવજીવને' એટલું તો જરૂર ઈચ્છ્યું છે કે ઇશુનું બલિદાન વાંચી ખ્રિસ્તીઓ વધારે ચુસ્ત ખ્રિસ્તાનુયાયી બને. આ હિંદુસ્તાન ઉપર રાજ્ય કરનાર અને ઘણી વેળા ગાંડી બની નિરપરાધી લોકો પર જુલમ કરનાર સરકાર ખ્રિસ્તી હોવાનો ડોળ કરે છે તે પણ જો આ ઈશુના બલિદાનનું રહસ્ય સમજી પશ્ચાત્તાપ કરશે તો 'નવજીવન' ને આનંદ જ થશે.

હિંદુસ્તાનમાં જે સર્વ ધર્મોનું એક વિશાળ કુટુંબ સ્થાપવાનો ઈશ્વરી સંકેત દેખાય છે તેને વશ થવા માટે જ આપણને બધા ધર્મો વિષે સમ્યક્ જ્ઞાન થવાની જરૂર છે. પરસ્પરના ધર્મ વિષેના અજ્ઞાનથી પરસ્પર–સહિષ્ણુતા, પ્રેમ અને આદર પેદા ન થઈ શકે. પરસ્પર પરિચયથી જ દ્વેષ અને તિરસ્કાર તેમજ દુરાગ્રહ નાશ પામશે.

---

યાદ રાખજો, વરૂઓનાં ટોળાં વચ્ચે ઘેટાં બનીને તમારે જવાનું છે.

પૈસો અડતા નહિ, ભાતું બાંધતા નહિ, જોડા પહેરતા નહિ ને વાટમાં મળ્યે કોઈને સલામ કરવા થોભતા નહિ.

અને જે કોઈ ઘરને આંગણે તમે જઈ ઉભા રહો ત્યાં સૌ પહેલું ઉચ્ચારજો: शान्तिरस्तु । पुष्टिरस्तु । तुष्टिरस्तु ।

—લ્યુકની સુવાર્તા, અ. ૧૦–૩,૪,૫.

# વિષયપ્રવેશ

ઈશુ સુતારનો ધંધો કરતો અને નવરાશના વખતમાં લોકોને ધર્મનો બોધ આપતો. યહુદી લોકોમાં કલ્કિ અવતારને વિષે એવી ધર્મમાન્યતા છે કે ભવિષ્યમાં મસીહાનો અવતાર થશે તે દયા અને પ્રેમ ઉપર દુનિયામાં ઇશ્વરી રાજ્યની સ્થાપના કરશે. એ ઇશ્વરી રાજ્ય પાસે છે એમ ઈશુ કહેતો અને લોકોને પ્રેમ અને સ્વાર્પણના પાઠ શીખવતો. મનુષ્યજાતિમાં ભ્રાતૃભાવ એ તેનો સિદ્ધાન્ત હતો અને પશુબળનો તે કારમો વિરોધી હતો. ધર્મને ખાતર પ્રાણ લેવો નહિ પણ પ્રાણ દેવો, મારનારને સામું મારવું નહિ પણ સહન કરવું, શત્રુ ઉપર પણ પ્રેમ જ કરવો, એ તેના ઉપદેશનું રહસ્ય હતું.

તે કાળનાં ધાર્મિક પાખંડ અને ક્રિયાકાંડ સામે સ્વભાવિક રીતે જ તેનો નિર્ભય ઉપદેશ ચાબખાની અસર કરતો અને તેના અનુયાયીઓની સંખ્યા દિનપ્રતિદિન વધ્યે જતી. યહુદી ધર્માચાર્યોએ આમાં પ્રાણસંકટ જોયું અને ફિતુરી તરીકે પકડી તે કાળના રોમન સત્તાધીશો પાસે તેને દેહાન્તદંડની શિક્ષા આપવાનો નિશ્ચય કર્યો. અહીંથી પ્રસ્તુત પ્રસંગનો આરંભ થાય છે.

# બે હજાર વર્ષ ઉપર

જ્યુડાની* જોડે મ્હારે વાત થઈ તે જ ઘડીથી મ્હારા મનમાં ચકલું પેઠું હતું. ધર્માચાર્ય વિષેની ખબર તો એના

---

* જ્યુડા ઇસ્કેરીઅટ કરીને એક જણ ઇશુના અનુયાયીઓમાં હતો. તે મૂળ પોતાના દેશને ધાર્મિક તેમજ રાજકીય ગુલામીમાંથી મુક્ત કરવાનો અભિલાષી હતો. પણ જીસસની સર્વ પ્રવૃત્તિ પ્રેમ, ભ્રાતૃભાવ અને આપભોગ ઉપર મંડાએલી હતી તે જ્યુડાને રૂચતી નહિ. આખરે ધન અને પદવીની લાલચે અત્યારે તે ઇશુના વિરોધીઓના પક્ષમાં ભળી ગયો હતો અને ઈશુને પકડાવી આપવા તૈયાર થયો હતો.

મ્હોંએથી નિકળી ગઇ, પણ તરત જ એની મુખમુદ્રા જે રીતે કાવરીબાવરી બની અને પોતે કશું ન જાણતો હોય એમ બતાવવાને તેણે જે લોચા વાળ્યા તે કેમે કર્યા મ્હારી નજર આગળથી ખસે નહિ. મને અનિષ્ટની શંકા થઇ જ, અને મનને એમ તરંગોના ઘોડા ઘડવા ન દેતાં હું સીધો ધર્માચાર્યને ઘેર પહોંચ્યો.

મૂળ તો યહુદીઓનો ધર્માચાર્ય બુઢ્ઢો અન્નાસ, પણ એણે ધન અને રાજ્યતૃષ્ણાને લોભે અનેક પાપ કરેલાં અને રોમન સત્તાધીશોની સંમતિ વગર અનેક લોકોના પ્રાણ લીધેલા તેથી રોમનોએ તેનું આચાર્યપદ ખૂંચવી લીધું. પણ અન્નાસ પૂરો ખટપટી હતો. એણે આથી ન હારતાં અનેક યુક્તિપ્રયુક્તિથી પોતાના જમાઈ કૈઆફને આચાર્યપદ અપાવ્યું. કૈઆફ તેટલો જ પાજી માણસ હતો અને એનું ધર્મઝનૂન વિકરાળ હતું. એ મ્હારા બાપનો મિત્ર હતો અને મ્હને ઓળખતો.

હું સીધો એની બેઠકમાં જઈ પહોંચ્યો. એણે મ્હને આવકાર આપી બેસાડયો. 'હું તમારી જોડે એકાન્તે કંઈ વાત કરવા આવ્યો છું,' મ્હેં કહ્યું, અને એણે ચાકરોને બ્હાર જવા આજ્ઞા કરી.

કૈઆફ ઉંચો પડછંદ જેવો અને શરીરે સુકલકડી હતો. લોહીમાંસ હતાં જ નહિ કહીએ તો ચાલે. એનો ચહેરો એના ધર્મઝનૂન જેટલો જ વિકરાળ હતો. પાતળા હોઠ અને સીંચાણા જેવી એની આંખો એના કુટિલ નિશ્ચ મનની સાક્ષી આપતાં હતાં.

કંઈક ત્રાસેલે અવાજે તે બોલ્યોઃ 'આવા વખતમાં જેરૂસલેમમાં તારા જોવાને શાં કામ અટકી રહ્યાં છે? તારે અહીં ન રહેવું જોઇએ. શહેરમાં બધી ધમાધમ છે'.

'હું એ વિષે જ કહેવા માગું છું.' મ્હેં કહ્યું.

તેણે મુરબ્બીપણાનો રૂવાબ આણી કહ્યું: 'મ્હેં સાંભળ્યું છે, તું આજકાલ બૂરી સોબતમાં પડયો છે એમ કહેવાય છે, અને એમાં તારૂં ભલું નથી એ હું તને કહી દઉં છું.'

'તમે ઈશુની સોબત વિષે કહો છો? અલબત્ત, એ મ્હારો પરમમિત્ર છે.' મ્હારૂં અન્તર વલોવાવા લાગ્યું.

'એમ હોય તો એ મિત્ર ભયંકર છે. તારા બાપની ખાતર હું તારી ઘણી ગમ ખાઉં, પણ મ્હારી ધીરજને હદ બહાર તાવવી છોડી દેજે. તમે લોકોને આ નિતનવાં ટીખળ શાં? મ્હારૂં માનીને છાનોમાનો તારે ગામ ચાલ્યો જા અને આ ઈશુને એના કરમનાં ફળ માણવા દે. જુવાનીઆઓને માટે કેવો ભયંકર માણસ!'

મ્હારાથી હવે ન રહેવાયું. 'કોણ કહે છે કે એ ભયંકર માણસ છે?' હું ઉંચે સાદે બોલી ઉઠયો.

'હું પોતે કહું છું. લોકોને એ બહેકાવી રહ્યો છે.'

'તમે કદિ એને મળ્યા છો? એના સમાગમમાં આવી એની જોડે વાત કરી છે?'

'મ્હેં એને કદિ જોયો નથી.' એણે ગરમ થઈ કહ્યું.

'ત્યારે તમે કેમ જાણ્યું કે એ લોકોને બહેકાવે છે?'

'મ્હેં એના ધર્મરાજ્યની વાતો સેંકડો વેળા સાંભળી છે.' મ્હને વાદમાં ઉતરતો જોઇ એ અસહ્ય હોય એમ તે

અગાડયો; 'લોકોને કાયદો તોડવા અને વ્યવસ્થા નામે જડથી ઉખાડી કહાડવા એ ઉસ્કેરી રહ્યો છે. એ નહોતો ત્યાં સુધી આટલા દિવસ લોકોમાં કશો ખળભળાટ નહોતો અને પ્રજાઆખી શાંતિ ભોગવતી હતી. એના ઉપદેશથી જ લોકોમાં અસંતોષ ફેલાઈ ગયો.'

'ધર્મરાજ્યની વાત તો આપણાં જ શાસ્ત્રોમાં લખી છે.' મ્હેં કહ્યું.

'ત્યારે એ પોતે શા સારૂ લોકોને કહે છે કે એનું ધર્મરાજ્ય રાજ્યકર્તાઓને ગમવાનું નથી ? શું અમે શાસ્ત્રો ને સ્મૃતિકારોને નથી વાંચતા ? ઈશુ તે વળી શું નવું શીખવવાનો હતો ?'

'તમે જાણો છો તે બધું તમે લોકોને ક્યાં શીખવો છો ?' મ્હેં હિમ્મતથી કહ્યું.

'અજ્ઞ જનને શાસ્ત્ર કેમ શીખવાય ? અનધિકારી લોકો રાજ્યભાર કેમ ખેડી શકે ? ઈશુને રાજ્યકારોબાર ભાજી કે કઠોળ એનું શું ભાન ? એનું સાંભળીએ તો આપતને આરો જ ન રહે. રાજ્ય તો ડાહ્યા કરે અને ડહાપણ જેને નવરાશ હોય તેને મળે. જો દરેક જણ ખેતી કરવા અને પરસેવો ઉતારવા જ બેસે તો નવરાશ કોને રહે ?'

જાણે બાળકને સમજાવતો હોય એમ એ મ્હારી જોડે બોલતો હતો.

'પણ બીજાઓ ઉપર રાજ્ય ચલાવવાથી શું ડહાપણ ઉલટું નાશ પામતું નથી ?' મ્હેં પૂછ્યું.

તે મ્હારી સામું જોઇ રહ્યો અને મ્હને પાગલ ગણુતો હોય તેમ બોલ્યો: 'આવું જ ભૂસું ઇશુ તમારા બધાનાં ભેજામાં ભરે છે ને?'

મ્હેં જવાબ આપ્યો: 'ઇશુ તો કહે છે કે જ્ઞાનીની અજ્ઞાનીને શીખવવાની ફરજ છે અને સમરથની દુર્બળને મદદ કરવાની.'

કૈઆફ ઘડીભર મૌન રહ્યો, પછી અકળાઇને બોલ્યો: 'આવું ધર્મરાજ્ય ત્રણ દહાડાયે ટકે?' જરા અટક્યો ને વળી બોલ્યો:

'આ માણસને મનુષ્યસ્વભાવનું ભાન જ નથી. લોભ, અદેખાઇ, દ્વેષ, અસૂયા, મનુષ્યસ્વભાવ છે. પ્રજા જો ઇશુનો ઉપદેશ ગ્રહણ કરે તો મનમાં આવે તે કરનારને લગામમાં રાખે કોણ અને લોકોને બચાવે કોણ? અને રાજ્યકારોબાર જ એ સ્થિતિમાં કઇ રીતે ચાલે? અને એવા ધર્મરાજ્યમાં કોઈ તરખલું તોડીને એ કરવાની તસ્દી જ શું કરવા લે? એતી શી ને વાત શી? અરે નાદાન! રાજદંડ વગર તે કદિ રાજ્ય ચાલતાં હશે ને સુલેહ શાન્તિ જળવાતી હશે?'

કૈઆફ આ બધું દુનિયાનું ડહાપણ એવી તો હૈયા-ધારણથી મ્હને પઢાવી રહ્યો હતો કે હું દબાઈ જ ગયો, અને ક્ષણવાર એ જ આ દુનિયાનો પરમ સતસિદ્ધાંત હોય એમ મ્હને થઇ આવ્યું. પણ બીજી જ ક્ષણે ઇશુની પ્રેમ અને કરુણા વરસતી આંખો મ્હને સાંભરી આવી અને હું બોલી ઉઠ્યો:

'ઇશુનો ઉપદેશ તો એ છે કે પ્રેમની શક્તિ ડરના કરતાં મ્હોટી છે.'

કૈઆફ ખંચાયો. મર્મભેદી તીર વાગ્યું હોય એમ તે મારી ઉપર આવ્યો અને ઘુરક્યોઃ ' આ માણસે તને પાગલ કરી મૂક્યો છે. એ છે તેવો તને એ દેખાતો જ નથી. પણ સાંભળ, એને તો જૂનું બધું જડથી ઉખાડી મૂકવું છે. આ નવા જામા જૂના કાઠાને કેમ કરી બેસવાના ? કારણ એને એના પોતા શિવાય બીજા કોઈની સત્તા જ ચાલવા દેવી નથી. ધરમૂળથી રાજપલટો. '

' એ તો પ્રજાનો અંતરપલટો માગે છે. માણસોનાં અંતઃકરણમાં જ નવી વસ્તુ સ્થાપવા માગે છે. એ વસ્તુ પ્રેમ.'

કૈઆફે હોઠ ભીંસ્યા. ' એ બધું બંડ છે, નર્યું બંડ છે અને જમાત એની ખબર લેશે. '

હું ગભરાયો અને વચ્ચે બોલ્યોઃ 'લોકો એના ઉપદેશને અવળા અર્થમાં લે છે. તમારી આગળ પણ એવા જ અવળા અહેવાલો રજૂ થયા છે. મેં ઈશુને પ્રેમ અને શાન્તિ શિવાય બીજા કશાનો જ ઉપદેશ આપતાં કદિ પણ સાંભળ્યો નથી. '

' મ્હને ખરૂં ખોટું સમજવાની ને પારખી જેવાની અક્કલ નથી શું ? ' તિરસ્કારપૂર્વક તે મ્હારી પર ધસી આવ્યો. ' આ મ્હોટો મને ધર્માચાર્યને શીખવવા આવ્યો છે ! '

હું ઉકળી ઉઠ્યો પણ મ્હેં મ્હારા ગુસ્સાને દાબ્યો. ઈશુને વિષે હું ગભરાઇ ઉઠ્યો હતો અને એ વરૂ આગળ બકરી બની હું બોલ્યોઃ

' ઇશુ મ્હારો મિત્ર છે અને હું એને મ્હારા જીગરથી ચાહું છું. મ્હારી ખાતર પણ તમે એની ઉપર દયા નહિ કરો ? '

એ બોલ્યો નહિ. માત્ર એની વિકરાળ નજરને મ્હારી નજર મળી અને મેં જોયું કે મારો પ્રયત્ન બધો થુંક વલોવવા સમાન હતો. દયા જોડે એને ઓળખાણ નહોતું. વાજાના બે નિર્જીવ તાર વચ્ચે ઝણકાર હોય, પણ એના અંતરમાં કશાનો પણ પડઘો પડે તેમ ન હતું. જીવતા માણસનું માંસ લાલચોળ સાણસે તોડાતું એ નજરે જુએ, પણ એનું રૂવાંડું સરખું ખડું થાય એમ નહોતું. આ નિષ્ઠુરતાની એને કશી જ શરમ નહોતી, કારણ એ તદ્દન જડ હતો. આ આપઅંધાપાના ખડક ઉપર હું કશો લીસોટો પાડી શક્યો નહિ. નર્યાં હાથનાં આંગળાં વડે ઝીઅનના કિલ્લાને પાયામાંથી ઉખેડવા મથવા સમાન એ હતું.

છતાં ઉઠતા પહેલાં એક છેલ્લો પ્રયત્ન કર્યા વિના મ્હારાથી ન રહેવાયું અને હું બોલ્યોઃ

'તમે મ્હને ચેતવ્યો છે, પણ હુંયે તમને ચેતવવા ઇચ્છું છું. ઇશુને કચડી નાંખવો રમત નથી એ યાદ રાખજો. લોકો એને કેટલો ચાહે છે એની તમને ભાળ નથી. એના અનુયાયીઓ ગણ્યા ગણાય એમ નથી.'

કૈઆફ મ્હારી સામું જોઈ રહ્યો અને બોલ્યોઃ 'એના બધા અનુયાયીઓ એને ચાહે જ છે એવું નથી.'

હું ઉઠયો. પણ કૈઆફનું છેલ્લું વાક્ય મ્હારા મન પર ચોંટી બેઠું. મ્હારા અંતરમાં એકાએક અજવાળું પડ્યું. જ્યુડાએ વિશ્વાસઘાત કર્યો છે એ વિષે મ્હારા મનમાં શંકા ન રહી. એ છેલ્લું વાક્ય ઉચ્ચાર્યું ત્યારની કૈઆફની નજરમાં જ ચોખ્ખું હતું કે એની અને જ્યુડાની વચ્ચે કંઇ

ને કંઈ સંતલસ થયો હતો. કૈઆફનું ઘર છોડતાંની સાથે હું નિકોદમને ઘેર દોડયો.

આરીમેથાનો યૂસફ પણ ત્યાં જ હતો. બન્ને આગળ મ્હેં મ્હારૂં અન્તર ઠાલવ્યું. સૌ ચિન્તામાં પડયા. અન્તે નિકોદમ બોલ્યોઃ

'જયુડાએ સંતલસ કર્યો હશે, પણ મ્હને નથી લાગતું કે આજ ને આજ કંઇ થઈ શકે. જમાત એમ તાબડતોબ કંઇ કરી શકે નહિ; અને પેસોવરનો ઓચ્છવ તો છેક આવી લાગ્યો છે. છતાં કૈઆફ એને આજે જ રાત્રે પકડે અને જમાત પાસે કાલે ને કાલે સજા કરાવે તોપણ એને મારી નાંખવાને વખત રહે તેવું નથી. સજા કરતાં પણ એક દિવસ તો જાય જ, અને ત્યાં તો પેસોવર શરૂ થઈ જાય છે. ઓચ્છવના દિવસોમાં સજા નિષિદ્ધ છે. હા, ઓચ્છવ વીત્યા બાદ એ લોક એને જરૂર પકડશે. એટલે હાલ તો આપણે ઈશુને અહીંથી ખસેડી દઈએ એટલું જ.

બસ, એ પ્રમાણે જ આખરનો નિશ્ચય થયો. નિકોદમ પહાડની તળેટીએ જૉનને ઘેર ઈશુની ખબર કહાડે, યુસફ વાહનની સવડ કરી દરવાજા બહાર બેથની આગળ તૈયાર રહે અને મ્હારે જયુડાના કહેવા ઉપરથી ઓલુના પહાડ પર ગાસીમાના ઉપવનમાં કદાચ ઇશુ હોય એ અટકળે ત્યાં એની શોધ કરી એને ચેતવવો અને બેથની આગળ તેડી લાવવો, આવો ઠરાવ થયો અને અમે સૌ પોતપોતાને કામે નિકળી પડયા.

## ૨-અ-૨

ઝાશાની ખીણ એટલી બધી ઉંડી અને સીધી છે કે માણસ બન્ને હાથના ટેકા દઇને પણ બહુ મુશ્કેલીથી ચડી ઉતરી શકે. તેની પાછળ એક ટૂંકી પગડંડી છે. તે રસ્તે ઓલુના પહાડ પરથી કેદરાંના ઝરણ પાસે ઉતરાય છે. જ્યારે મેં એ ઝરણું ઓળંગીને ઓલુની ઝાડીમાં થઈ પહાડ પર ચડવા માંડયું ત્યારે સૂર્ય આથમી રહ્યો હતો અને માસીમાના

ઉપવનમાં નીરવ શાન્તિ પથરાઈ રહી હતી. કોઇ દૃષ્ટિએ પડતું ન હતું. બહુ આતુરતા છતાં હું સ્હેજ ધીમો પડ્યો અને મને ચડેલો શ્વાસ જરા નીચે બેઠો. અહીંની શાન્તિમાં શહેરના ઘોંઘાટ અને અત્યાચારો સ્વપ્નવત્ થઇ ગયા. ઇશ્વર પણ આવા સ્થળમાં બે ઘડી વિચરવા મન કરે !

પહાડની ટોચ નજીક આવતાં ઝાડી આછી થઈ ગઇ અને પર્વતના વળાકારના ઘાટના ભીંત જેવા ઉભા કાળા ખડકો દેખાવા લાગ્યા. હું હવે પહાડની પહોળી પીઠ ઉપર આવી પહોંચ્યો. આથમતા સૂર્યનાં લાંબાં કિરણો ચોતરફ પથરાઈ રહ્યાં હતાં. પૂર્વ દિશાએ વિદરાંનાં ભૂખરા બિહામણા ટેકરાઓની પેલીપાર મોઆબનાં શિખરો ભગવા રંગથી રંગાયાં હતાં અને દૂર દૂર કાળા સમુદ્રનો પ્રકાશમાન આસમાની પટ શ્યામ બનતો જતો હતો. પશ્ચિમમાં લાલ સંધ્યાએ જેરૂસલેમના મિનારાઓને ઘેરા ગુલાબી બનાવી દીધા હતા અને ગઢની બહારના ભાગમાં જાણે કે જ્યાં ત્યાં અગ્નિ ચેતાવ્યો હોય તેમ આસપાસની સપાટ શિલાઓ અને ખડકોમાં સંધ્યાની લાલી છવાઇ રહી હતી. આ સંધ્યાના ભવ્ય તેજઃપુંજમાં જેરૂસલેમ એટલું નજીક લાગતું હતું કે જાણે અહીંથી પત્થર ફેંકીએ તો જરૂર જેરૂસલેમના મુખ્યમંદિરના ચોકમાં જઇને પડે. આમ છતાં ત્યાંના કોલાહલનો તો આટલી ઉંચાઇએ અવાજ સરખો પણ આવતો નહોતો. આ સ્થાન તદ્દન સૂકું અને ઉજ્જડ હતું અને છતાંયે કોઈ અદ્દભુત સૌન્દર્યથી ભરેલું લાગતું હતું.

ઘડીભર હું જે કામે નિકળ્યો હતો તે ભૂલી ગયો અને આસપાસની ભવ્યતામાં લીન થઇ ગયો. એટલામાં મ્હારા

ખભા ઉપર કોઇનો હાથ પડયો. પાછળ ફરીને જોઉં છું તો તો ઈશુ.

મ્હારો આનંદ વાદળાની પેરે સરકી ગયો અને શોકસાગર ઉલટયો. તે પોતે તો સામાન્ય જગતથી નિરાળો જાણે કોઇ બીજી જ દુનિયાનો માણસ હોય તેવો દેખાતો હતો. મને બહુ દિલગીર જોઈ તેણે મને સોડમાં લીધો, અને મારા ખભા ઉપર હાથ ટેકવીને મારા કુશળસમાચાર પૂછ્યા. હું કાંઇ જવાબ આપી ન શક્યો. તેને માથે જે જોખમ ઝઝૂમતું હતું તે જ મ્હારી આંખ સામે તરી રહ્યું હતું અને હું દુઃખથી દબાઇ ગયો.

'જીસસ!' એને મેં કાંપતા સ્વરે કહ્યું, 'હું તને ચેતવવા આવ્યો છું. હું કૈઆફને મળીને આવું છું અને તારે અહીંથી તાબડતોબ નાસી છૂટવાની જરૂર છે.'

તે આછું હસ્યો ને બોલ્યોઃ 'ક્યાં નાસી છૂટું? ઈશ્વરની ઇચ્છાથી માણસ કદિ છૂટી શકે ખરો? નાસીને ક્યાં સ્વર્ગમાં જતો રહું? ત્યાં તેનું જ રાજ્ય છે; નરકમાં સંતાઉં તો ત્યાં પણ તે નથી શું?'

'પણ તું અહીં રહીશ તો એ લોક તારો જીવ લીધા વગર રહેશે નહિ,' મેં ગભરાઇને કહ્યું.

'મરણવિષયમાં પણ ઈશ્વર જ આપણો ભાગ્યનિયામક છે,' તેણે જવાબ આપ્યો. 'મ્હને આવી સ્થિતિમાં મૂકવામાં તેનો કંઇ ને કંઇ અગમ્ય ઉદ્દેશ હશે! તેણે મ્હને જે પ્રેરણા આપી તે સંદેશ મ્હેં જગતને સંભળાવ્યો છે. જો આથી મ્હારા દેહનો અન્ત આવે તો તે મ્હને મંજૂર છે. ઈશ્વરને અધીન રહેવામાં જ વિશ્વનું અનન્ત કલ્યાણ સમાયલું છે.'

હું તેને ખૂબ ચાહતો હતો. મ્હને લાગ્યું કે મ્હારા અને તેના આત્મા વચ્ચે રહેલ અન્તરૂપટ આજ અચાનક ખસી ગયો. તેનો વિનાશ નજીક છે એ વિચારે મ્હને એટલો બધો ઘેરી લીધો કે મ્હારી આંખમાંથી અશ્રુધારા વહેવા માંડી.

'પણ આમાંથી છૂટવાનો શું એકકે રસ્તો નથી?' હું બોલી ઉઠ્યો.

'ઈશ્વરની કોઇ પણ બક્ષીસને આપણાથી ઠેલી શકાય નહિ. તે મરણ આપે તો તે પણ મ્હારે તેટલી જ પ્રસન્નતાથી સ્વીકારવું જોઇએ.' થોડીવાર તે બોલ્યો નહિ. તેના અન્તરમાં કાંઇ વલોવાતું હતું.

'મ્હેં સર્વ માણસોને પ્રમાદમદિરાથી ચકચૂર જોયા; કોઇને તરસ્યું ન દીઠું. મ્હેં મ્હારો આત્મા ખાલી કર્યો, પણ કોઇને તેની કશી પરવા નથી. અરે લોકો!'

તેના મ્હોડા ઉપરથી પરસેવાનાં ટીપાં ટપકવા લાગ્યાં અને તેણે પોતાની બ્હાંયથી મ્હોઢું લૂછી નાંખ્યું.

'મ્હેં લોકોને જીવનધર્મ સમજાવ્યો, પણ તેઓને પ્રેમ કરવો નથી ગમતો; એકબીજાનો દ્વેષ કરવામાં જ તેમનો આનંદ છે. તેઓના ઉપર જે દુઃખવાદળો વરસવાનાં છે તેમાંથી હું તેઓને શી રીતે બચાવું? પોતે શું કરી રહ્યા છે તેનું તેમને ભાન નથી. અત્યારે તો તેઓ ઈશ્વરનો ઇન્કાર જ કરી રહ્યા છે.'

તે બે ડગલાં આગળ આવ્યો અને વિદરાં ઉપર નજર ફેરવતો એક શિલા ઉપર હાથ ટેકવીને ઉભો. કાળા સમુદ્રનો નીલ વર્ણ હવે તદ્દન શ્યામ થઈ ગયો હતો અને ભૂખરાં

વાદળો મેઆબનાં શિખરો પર જ્યાં ત્યાં આળોટતાં હતાં. સંધ્યાની લાલી હજુ જેરૂસલેમ ઉપર ટકી રહી હતી. જોતજોતામાં તે પણ જતી રહી અને અમારી આસપાસ અંધકાર વ્યાપી રહ્યો.

ઈશુ મૌનપણે સંધ્યાને આમ ઓસરી જતી નિહાળી રહ્યો. હું પણ તેના બોલવાની વાટ જોતો તેની પાછળ શાન્તિથી ઉભો. જ્યારે તેણે ફરી બોલવા માંડયું ત્યારે મ્હને માલૂમ પડયું કે તે મારાથી જરા દૂર હતો.

'આજે હું બળવાખોરની પંક્તિમાં છું, પણ દુનિયા સદાને માટે સાચું ખોટું પારખનાર વિનાની રહેવાની નથી. જ્યારે દુનિયા મ્હારા સંદેશાનું રહસ્ય સમજશે ત્યારે પોતાના કૃત્યને સમજશે અને પશ્ચાત્તાપપૂર્વક ઈશ્વરી રાજ્ય સ્થાપવા એકત્ર થશે. દ્વેષનો દિગ્વિજય લાંબો કાળ ટકી શકતો નથી. તે શક્તિહીન છે. પોતાના વિજયમાં તે બીજા કોઇને ભેળવી શકતો નથી. પણ પ્રેમ ઈશ્વરી સંપત્ હોઇ બળવાન છે અને ગમે તેટલાં કષ્ટ સહન કરવાને શક્તિમાન છે. હું હારૂં છું, પણ મારી પછીના જરૂર જીતશે; કારણ કે ઈશ્વર સદા જાગૃત છે.'

એક કાબરચીતરૂં ઘૂવડ બીચ ઝાડીમાંથી નિકળી પાસેની ખીણમાં શિકાર શોધતું ઉડી ગયું. ઈશુ તેને ઉડતું જોઇ રહ્યો. પછી તે બોલ્યોઃ

'મરણ ખરેખર વિકટ છે; પણ આખી સૃષ્ટિ મરણાધીન છે. મ્હેં અનેકને મરતા જોયા છે. હવે મ્હારો વારો આવ્યો છે. આ માર્ગે દરેક પ્રાણીને આખરે જવાનું જ છે. તું

યોભ, હું એકાન્તમાં ઈશ્વરપ્રાર્થના કરવા જાઉ છુ. મનુષ્યનો શાન્તિદાતા ઈશ્વર છે. તેની પ્રાર્થના કદિ અફળ જતી નથી.'

અને એકાન્તમાં પ્રાર્થના કરવા તે મ્હને છોડીને ખુલ્લા મેદાનમાં થઇ ઓલુની ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો.

---

# સમર્પણ

રાત્રિ પડી ગઇ હતી. હું આસપાસના અવાજો સાંભળતો પર્વતશિલાની ઓથે જ બેસી રહ્યો. મેદાનની આસપાસ વિચિત્રવર્ણાં ઘૂવડો આમતેમ ઉડી રહ્યાં હતાં અને તારાઓ એક પછી એક દૃષ્ટિગોચર થવા માંડયા હતા. આકાશ તારાઓના ઝગઝગાટથી શોભી રહ્યું હતું.

હું ઉંઘી જ ગયો હોઇશ, કારણ કે અચાનક હું ચમક્યો અને ઉભો થઇ ગયો. મ્હને લાગ્યું કે વખત બહુ વહી ગયો હતો અને હવે જરૂર કાંઇ નવાજૂની બનશે.

ઘૂવડો જતાં રહ્યાં હતાં અને સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી. દૂર દૂર ખીણની પેલીપાર મુખ્ય મંદિરનો કિલ્લો દેખાતો હતો ત્યાં નજર જતાં સળગતી મશાલોને મેં આમથી તેમ હાલતી જોઇ. મશાલો ઘડીવાર દેખાઇ અને ઘડીમાં અદૃશ્ય થઇ અને પાછી કિલ્લાની ભીંત પાછળ દેખાઈ. થોડીવારમાં લોકો દરવાજામ્હાર નિકળતા દેખાયા.

મ્હારી પાછળ ખખડાટ સંભળાયો અને પાછો ફરી જોઉં છું તો અંધારામાં લાંબો દેખાતો ઈશુ મ્હેં મ્હારી સમીપ દીઠો.

'જો!' તેણે કહ્યું, 'તેઓ મ્હને પકડવા આવે છે. ચાલો આપણે જઇએ.' અને પછી 'આ આપણો છેલ્લો મેળાપ છે.' એમ કહી તેણે મને હૈયાસરસો ચાંપ્યો અને પર્વત ઉપરથી ઉતરવા માંડયું. હું ગભરાયેલો તેની પાછળ પાછળ ચાલ્યો.

પહાડની તળેટી આગળના એક બગીચામાં પીટર, જેમ્સ અને જૉન ઉંઘતા હતા. ઈશુ તેમને જોઈ રહ્યો.

'હું બહુ ઇચ્છું છું કે તમે આરામપૂર્વક ઉંઘ્યાં જ કરો. પણ સમય ભરાઈ ગયો છે, અને જ્યુડા તદ્દન નજીકમાં છે,' અને તેણે તેમને ઉઠાડયા.

ઉંડી ખીણમાંથી હથિયારબંધ આદમીઓનો અવાજ આવવા માંડયો અને કેદરાંના ઝરણ આગળના નીચાણમાં

દીવાઓ ઘડીક ઢંકાઈ ગયા. ઈશુ સાંકડી કેડી ઉપર થઈને ઉતરવા લાગ્યો અને અમે તેની પાછળ પાછળ ચાલ્યા. ઓલુની ઝાડી આછી થઈ જાય છે ત્યાં તે થોભ્યો અને અમે તેની આસપાસ વીંટળાઈને ઉભા.

ઘડીમાં સામે આવતા માણસોને પગથિયાં બતાવવા ઉંચી ધરેલી મશાલો ફરીથી દેખાઇ. મશાલોના અજવાળામાં સૌથી આગળ ચાલનાર સ્પષ્ટ ઓળખાતો હતો. તે મુખ્ય મંદિરનો કોઈ ધર્માધિકારી હોય એમ લાગતું હતું. તેની પાછળ જ જયુડા ઈસ્કેરીઅટ હતો.

અમે તેની રાહ જોતા શાન્તિથી ઉભા હતા એ જોઇને તે અધિકારી જરાક વિસ્મયપૂર્વક થંભ્યો અને પછી જેમ્સ તરફ આવવા લાગ્યો; પણ જયુડા તેના કાનમાં ગણગણ્યો 'નહિ, તેને નહિ' અને પોતે જ ઈશુની આગળ આવ્યો અને ભેટવા માગતો હોય એમ ઈશુનો હાથ પકડયો. ઈશુએ પોતાનો હાથ તેના હાથ ઉપર મૂક્યો અને તેની સામે એકીટસે જોઈ રહ્યો. પછી જરાક નીચા વળી તેણે જયુડાને ચુંબન લીધું.

'ભાઈ,' તેણે કહ્યું, 'તું જે કામ માટે આવ્યો છે તે ખુશીથી કર.'

આટલું થતામાં તો ધર્માધિકારીના લોકોનું ટોળું તેમને વીંટી વળ્યું અને તેમણે ઈશુનો કબજો લઇ તેને મજબૂત પકડયો. આ જોઇ પીટરની આંખ ફરી અને મ્હોટી તલવાર કહાડી નિમેષ માત્રમાં ટોળા વચ્ચે માર્ગ કરી તે સામે આવી ઉભો. ઈશુનું મ્હોં લેવાઈ ગયું. બળ કરીને તેણે કહ્યું:

'પીટર, તલવાર મ્યાન કર. મ્હેં તને નથી કહ્યું કે જે તલવારનો આશ્રય લેશે તે તલવારથી જ મરશે ?'

પીટર ઝંખવાણો પડ્યો અને સ્તબ્ધ થઈ ગયો. ઈશુએ ધર્માધિકારી તરફ વળીને કહ્યું:

'કોઈ ચોરલૂંટારાને પકડવો હોય તેમ આ બધું ધાડું લઈને શા સારૂ આવ્યા છો ? અને આ તલવારો શી ? આ ભાલાં શાં ? શું હું મુખ્ય મંદિરમાં રોજ ખુલ્લી રીતે ઉપદેશ કરતો નથી ? ત્યાં આટલા દિવસ મને કાં ન પકડ્યો ? '

કોઈ કશો જવાબ આપી શક્યું નહિ. ઈશુ પણ કશું વધારે ન બોલતાં તેઓ સાથે પર્વત ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. હું તથા પીટર ઈશુની પાછળ પાછળ ચાલ્યા. માત્ર જ્યુડા ઓલિવની તળેટીના બગીચામાં પાછળ રહી ગયો.

---

# રાતોરાત

ઇશુને લઇને લોકો ઝીઅનના કિલ્લામાં ધર્માચાર્યના મ્હેલ આગળ આવ્યા ત્યારે મધરાત વીતી ગઇ હતી. અને ઈશુને અન્નાસની આગળ રજુ કરવો કે કૈઆફ આગળ એ વાતની પણ લોકોમાં મુંઝવણ ઉભી થઈ; કારણ ધર્માચાર્ય-પદનો ફેરફાર ઘરમેળે થયો હોવાથી લોકોમાં હજુ તેની પૂરતી

જાણ થઇ નહોતી. અંતે લોકો મ્હેલમાં અન્નાસ રહેતો હતો તે બાજુએ ઈશુને લઇ ગયા. દરવાન સ્ત્રીએ કહ્યું: 'મોટા આચાર્ય નિદ્રાવશ છે.'

ધર્માધિકારી ટોળાને મોખરે હતો. તેણે જવાબ આપ્યો: 'આ માણસને તાબડતોબ હાજર કરવાનો ધર્માચાર્યનો હુકમ છે.'

મ્હેલમાંનો એક માણસ અન્નાસને જગાડવા અંદર ગયો. થોડીવારે તે પાછો આવ્યો અને આરોપીને લઇ અંદર જવા પેલા અધિકારીને કહ્યું. દરવાન બેલા મને ઓળખતી. તેનો લાભ લઇ હું પણ પીટર સાથે અંદર ઘુસ્યો.

અન્નાસ અંદરના ઓરડામાં બેઠો હતો. તેનું વૃદ્ધ શરીર અવસ્થાને લીધે કમ્મરમાંથી વળી ગયું હતું અને તેનાં કૃશ હાથમ્હોં ઉપર કરચલીઓ વળી હતી. તેનો અવાજ અસ્થિર અને ખોખરો હતો. ઇશુને પકડી લાવનારાઓને તેણે કેટલાક પ્રાસ્તાવિક સવાલો પૂછ્યા. પછી ઈશુ તરફ વળ્યો:

'તારે શું કહેવું છે? તારા ઉપર કાયદાનો ભંગ કર્યાનો આરોપ છે. તારી પાસે કશો બચાવ છે?'

ઈશુએ વૃદ્ધ અન્નાસ સામી નજર માંડી અને બોલ્યો: 'ઘરને ખુણે આમ મધરાતે માણસ ઉપર કામ ચલાવવાનું તમારા કાયદામાં છે શું? મારી વિરૂદ્ધ સાક્ષી આપનાર ક્યાં છે?'

અન્નાસ મૂંઝાયો. લોકો પણ ઈશુની વાત સાચી હતી એ તુરત મનથી સમજી ગયા અને એકબીજા સામું જોવા લાગ્યા. યહુદીઓના કાયદા મુજબ મોતની સજા થાય એવા

આરોપની તપાસ દિવસે ખુલ્લી રીતે અને જમાતના પંચ સમક્ષ થવી જોઇએ અને આરોપ મૂકનાર પક્ષ તરફના બધા સાક્ષીપૂરાવા રજૂ થવા જોઇએ એવો નિયમ હતો.

આખરે અનાસ બોલ્યો: ' આ કેસ મારી આગળ શું કરવા લાવ્યા ? આને મૂળથી જ કૈઆફ આગળ લઈ જઇને રજૂ કરવો જોઇતો હતો. કૈઆફના હાથમાંનું આ કામ છે.'

એના સાદમાં અનિશ્ચિતતા સ્પષ્ટ હતી અને પોતાની મુશ્કેલીમાંથી રસ્તો જડતાં અંતે તે ચોક્કસ સ્વરે બોલ્યો: ' એ જ બરોબર છે. કૈઆફ આગળ જ એને લઇ જાઓ.' અને લોકો ઇશુને લઇને પાછા ફરતા હતા એટલામાં તેણે ઉમેર્યું:

' રાતનો વખત છે; એને બાંધીને લઇ જાઓ તો ઠીક. અહીંયાં જ બાંધો અને પછી લઈ જાઓ.'

એક જણુ દોરડું લઈ આવ્યો અને માણસોએ ઈશુને બાંધ્યો. પછી અનાસને નમન કરીને લોકો મહેલની બીજી બાજુએ કૈઆફના વિશાળ હૉલમાં ઈશુને લઇ ગયા. આ હૉલમાં જ અનેક વેળા જમાતનું પંચ ભેગું થતું. અમે જરાવાર ખોટી થયા હઈશું એટલામાં કૈઆફ દાખલ થયો અને પોતાના ઉચ્ચાસન પર બેઠક લઈ ગુનેહગારને રજૂ કરવા હુકમ કીધો. તેના ચહેરા ઉપર નિશ્ચય હતો, તેની આંખો શિકાર શોધતી હોય તેમ તરવરતી હતી અને તેના હોઠમાં કર્કશતા અને દૃઢતા ભરી હતી.

લોકો ઝટ ઈશુને આગળ લાવ્યા. દોરડાના બંધનથી ખેંચાઇને તેનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં અને તેની મુદ્રા ત્રાસેલી હતી. કૈઆફે તેના પર પોતાની બાજ જેવી આંખો ઠેરવી માથાથી પગ સુધી તેને નિહાળ્યો. પછી બોલ્યાઃ

'નાઝરથનો ઇશુ તું જ કે?'

ઇશુએ જવાબ આપ્યોઃ 'હું જ.'

'તું મોટે દેવાંશી હોવાનો દાવો ક છે, પોતાને પયગંબર કહેવડાવે છે અને ઈશ્વર તરફથી સંદેશ લાવ્યાની બડી બડી વાતો કરે છે ખરૂં ને? અને તું એકલો કેમ? તારા સાથીઓ બધા ક્યાં ગયા?'

ઈશુ મૌન રહ્યા. તેની આંખો ગ્લાનિ વરસતી ગંભીરપણે કૈઆફ ઉપર ઠરી રહી. પણ તેના મૌનથી કૈઆફ સળગી ઉઠયાઃ

'તેં જે ગંભીર ગુન્હો કર્યો છે તેને સારૂ તને મોતની સજા થઈ શકે એનું તને ભાન છે? અહીં આ બાબતમાં તારો જવાબ માગવામાં આવે છે ત્યારે તું ઉત્તર આપવા ઇન્કાર કરે છે શું?'

ઈશુએ બોલવા માંડયું. તેના પ્રત્યેક બોલમાં નરમાશ હતીઃ

'મેં કદિ ખાનગીમાં ઉપદેશ કર્યો નથી. ખુલ્લી રીતે અને છડેચોક દુનિયાને મારે જે કંઇ કહેવાનુ હતું તે મેં કહ્યું છે. જ્યાં યહુદીઓ દરરોજ એકઠા થાય છે તેવી જાહેર જગ્યાઓમાં, આખ્યાનમંદિરોમાં અને મુખ્ય મંદિરના ચોગાનમાં જ હું હમેશાં ઉપદેશ દેતો આવ્યો છું.'

'પણ તેં પયગંબરપણાની અને ઈશ્વરના સંદેશાની વાતો કરીને યહુદી ધર્મની નિંદા કરી છે કે નહિ?'

ઈશુના અવાજમાં કંઈક કડકાઈ આવી અને તેણે જવાબ દીધો:

'એ મને શું કરવા પછો છો? જેમણે મને ઉપદેશ દેતાં સાંભળ્યો છે તેમને પૂછો. હું શેનો ઉપદેશ કરું છું એ તેઓ જાણે છે.'

કેઆફના મ્હોં પર ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો. તે પોતાના આસન ઉપર અરધો ઉભો થઇ ગયો. આ જોઈ પાસે ઉભેલા એક અધિકારીએ ઇશુના મ્હોં પર જોરથી એક લપડાક લગાવી દીધી:

'ધર્માચાર્યજી સામે બેઅદબી બતાવીને બોલે છે?' તે બોલ્યો.

ઇશુના મ્હોઢા પરલોહીના ટશીઆ ફૂટયા અને ધીરે-ધીરે લોહી નીચે ટપકવા લાગ્યું. તેના હાથ બાંધેલા હતા તેથી તેનાથી મોઢું લૂછી શકાયું નહિ. છતાં સ્હેજ પણ ક્રોધ કર્યા સિવાય તેણે ઉત્તર આપ્યો:

'જો મ્હેં અસત્યનો ઉપદેશ આપ્યો હોય તો જમાતના પંચ સમક્ષ ખુલ્લી રીતે કામ ચલાવો અને સાક્ષીઓ રજૂ કરો. આ મારી માગણી વ્યાજબી હોય તો આમ બળ વાપરવામાં શું હાંસલ છે?'

કેઆફ ક્રોધથી રાતોપીળો થઇ ગયો. પણ ઇશુની માગણી સામાન્યમાં સામાન્ય હતી. તેમાંથી છૂટવાનો એકે માર્ગ તે શોધી શક્યો નહિ, તેથી લોકો તરફ વળી કડકાઇથી તે બોલ્યોઃ

'હમણાં આને બહાર લઇ જાઓ અને તેની બરાબર ચોકી કરો. એ ધરાય એટલા સાક્ષીઓ શોધી લાવવામાં આવશે ને જમાતપંચ પણ બોલાવવામાં આવશે.'

---

# ઇન્કાર

માણસો ઈશુને ચોકમાં લઈ ગયા અને પહેલા બેસાડ્યો હતો તે જગ્યાએ તેને બેસાડ્યો. થોડી જ વારે કૈઆફના માણસોને અમે સાક્ષીઓ શોધવા જતા જોયા. રાત ગળાતી જતી હતી. ઈશુને પકડીને બેઠેલા લોકોએ ટાઢ ઉડાડવા તાપણું કર્યું અને આપસમાં ટેલટપ્પાં શરૂ કર્યાં.

ઈશુ શાંતિથી બેસી રહ્યો હતો અને તેનું ધવલ મુખારવિંદ લોહીથી ખરડાએલું તાપણાના પ્રકાશમાં ચમકતું હતું.

ચોકના દૂરના ખૂણામાં તાપણાને વીંટીને બેઠેલા લોકોના ટોળામાં મ્હેં એક જણને બેઠેલો જોયો. મ્હારા મનમાં કંઇક આવ્યું અને હું ધીમે રહીને ખસી ગયો અને ત્યાં ગયો. મ્હેં એને તરત જ ઓળખ્યો. એ નિકોદમ હતો. મ્હારો હાથ પકડી એણે મ્હને પોતાની લગોલગ બેસાડયો. એનું હૃદય અસ્થિર થયું હતું અને તે ચિન્તામાં ડૂબી ગયો હતો.

'ચોમેરની કમબખ્તી છે.' તેણે બહુ જ ધીમે ધીમે બોલવા માંડયું. 'ઘરના જ લોક બધા ભેગા થઇને એના પ્રાણ લેશે. પોતે મ્હોટી ધર્મસેવા જ કરી રહ્યા છે એમ પ્રામાણિકપણે માનતા હોય ત્યાં બીજા એમને શું સમજાવી શકે? આ કારભારીઓ સાચે જ એમ માનનારા છે કે જાણે પોતે ઇશ્વરનો જ આદેશ ઉઠાવી રહ્યા છે. તેઓ પ્રામાણિકપણે માને છે કે ઈશુના ઉપદેશને પરિણામે ગૅલીલીઆમાં તોફાન જાગ્યા વગર રહેનાર નથી. ગૅલીલીઆના લોક હમેશ તોફાન કરતા આવ્યા છે. અત્યારે પણ એવો જ લાભ લઈ તેઓ રોમનોની ઝૂંસરી ફગાવી દેવા પ્રયત્ન કરે અને જો એવો વગેરે કશું થાય તો તેનું પરિણામ ગમે તેવું આવે, તોપણ આ કારભારીઓ અને ધર્માધિકારીઓનું તો તેમાં બગડે જ. જો ઈશુની જીત થાય તોપણ એમની પ્રતિષ્ઠા તૂટે, કારણ ઇશુ ગરીબનો, નમ્રનો, પરસેવો ઉતારી પેટ ભરનારાંનો બેલી; એટલે એમની સત્તા જાય અને એમને આમપ્રજાના

સેવક બનીને રહેવું પડે. વારુ, જો રોમનો જીતે અને બળવો દાબી દે તોપણ આ લોકો પોતાની સત્તા ખૂએ, કારણ રોમનો તેમને બળવાને માટે દોષ દે અને તેમને આપેલી જમાત અને તેને લગતી સત્તાઓ પાછી ખૂંચવી લે.'

'પણ પાઇલેટ—આખર પાઇલેટ તો છે,' એકાએક આશાનું કિરણ હાથ લાગતાં હું બોલ્યો; 'જમાત ઇશુને રોમન ગવર્નરની રજા વગર મોતની સજા ન આપી શકે; અને પાઇલેટ કંઈ ધર્માધિકારીઓનો મિત્ર નથી.'

'પાઇલેટની સ્થિતિ એવી નથી કે તે આ લોકો જોડે અગર જમાત જોડે આજે કજીઆમાં ઉતરે. જ્યુડિયામાં એની પાસે ગણ્યુંગાંઠ્યું લશ્કર છે. કારભારીઓ એને એટલો તો હેબતાવી મૂકશે કે મનથી નહિ માને તોપણ એને તેમનું કહ્યું કરવું પડશે. વળી મેં તો એટલે સૂધી સાંભળ્યું છે કે સીઝરની પણ હમણાં એના પર ઇતરાજી થઈ છે. પાઇલેટ આ જાણે છે. જો આવું બંડ વગેરે થાય અને સીરિયાથી લશ્કર મંગાવવા વખત આવે તો પાઇલેટને જરૂર પાછો બોલાવી લેવામાં આવે અને કદાચ એને પોતાનું શિર પણ ખોવું પડે. બીજી પણ એક વાત સાંભળી છે કે પાઇલેટ પાણીની નહેર જેરૂસેલમ લાવવાની યોજનામાં ધર્માચાર્યની મદદ ઇચ્છે છે. આ રોમન લોકને પોતાના રાજ્યની આવી નિશાનીઓ મૂકી જવાના ભારે લોભ! પાઇલેટની મરજી આ આખા નહેરકામને સારૂ મુખ્ય મંદિરનો પૈસા કઢાવવાની છે. બીજે ક્યાંથી મેળવે? અને મંદિરનો ઉપયોગ કરવો હોય તો ધર્માચાર્યને રાજી રાખ્યા વિના તેને છૂટકો? પણ પાઇલેટને તો તું પણ મારા જેટલો જ ઓળખે છે.'

'મ્હને તો એ હમેશાં ન્યાયી જ માણસ લાગ્યો છે.' મ્હેં કહ્યું.

'ન્યાયી પણ નમેરો.' નિકોદમ બોલ્યો, 'અને એક માણસનો જીવ લીધાથી જો દેશમાં શાન્તિ સ્થાપ્યાનો જશ ખાટી શકાતો હોય તો એને એવા એક જીવની શી કિંમત? એણે અગાઉ કેટલાયે જીવ લીધા છે. ફરી પણ લે એમાં શું?'

હું ચુપ રહ્યો અને વિચારમાં પડયો. અચાનક બીજી એક આશા મ્હારા મનમાં ઉદ્‌ભવી (જો કે તેમાં ઝાઝો દમ નહોતો) અને હું બોલ્યોઃ

'પણ ઈશુ પાઇલેટના તાબાના મુલક બહારનો છે. એ ગૅલીલીઆનો છે અને તેથી હેરડની હકૂમત નીચે છે. હેરડે તો એને વિષે ઘણો ઉત્સાહ બતાવ્યો છે અને એને બોલાવવા પણ મોકલેલ.'

નીકોદમે ડોકું ધૂણાવ્યુંઃ 'હા, પણ હેરડ એની ઢબના બીજા લોકો જેવો જ છે; ચમત્કારોનો ભૂખ્યો. ઇશુ એને મળવા ગયેલો શું?'

'ના, એણે જ ના કહી.' મ્હેં જવાબ દીધો.

ત્યારે તો હેરડ એને કશીયે મદદ નહિ કરે. પાઇલેટ પોતાના હક પર તરાપ મારે એને સારૂ એ મનમાં બળશે પણ એનેય કંઇ ગૅલીલીઆમાં રાજદ્રોહ નથી જોઇતો. જો એ જાતે ઈશુનો જીવ લે તો લોકો એને દોષ દે; પણ એ બડો પાકો છે. એ પાઇલેટને હાથે પરબાર્યું કાસળ કઢાવી રોમનોને માથે જ બધો દોષ ચડવા દેશે.'

એટલામાં તાપણા તરફ લ્હડવાડનો અવાજ સંભળાયો અને હું ઉતાવળો ઉતાવળો ત્યાં દોડયો. જોઉં છું તો બેલા પીટર જોડે હુજ્જત કરી રહી હતીઃ

'તું જરૂર એનો સાથી છે.'

પીટરે ગભરાઇને જવાબ આપ્યોઃ 'તું શું કહેવા માગે છે? હું નથી સમજી શકતો.'

બેલાએ પૂછ્યું: 'ઇશુની જોડે તું પણ નહોતો?'

વાદ સાંભળી પેલા તાપનારાઓ આ તરફ ખેંચાયા અને પીટરની આસપાસ ફરી વળ્યા. એક જણે પીટરને કહ્યું:

'જરૂર તું તેમનામાંનો છે. તું ગૅલીલીઆનો છે. તારા ઉચ્ચાર જ જો ને.'

પીટર અકળાઇને બોલી ઉઠ્યોઃ 'મારે અને એને કશો જ સંબંધ નથી.'

જે અધિકારીએ ઇશુને પકડયો હતો તે દેવતા સંકોરવા આગળ આવ્યો અને બોલ્યોઃ 'પણ મ્હેં મારી સગી આંખે તને રાત્રે તેની સાથે બગીચામાં જોયો છે!'

પીટરે હોઠ કરડચા. મનમાં ને મનમાં તેને અનેક શાપ દેતો તે ઉભો થયો અને બોલ્યોઃ 'પણ હું સોગન ખાઇને કહું છું કે હું ઈશુને ઓળખતો પણ નથી.'

દેવતા સંકોર્યાથી તાપણું હડહડ બળી રહ્યું હતું અને તેના વધેલા પ્રકાશમાં આસપાસ ઉભેલાઓનાં મોઢાં વધારે પ્રકાશિત થયાં હતાં. ઈશુ પીટરને એકી ટશે જોઈ રહ્યો હતો અને તેની ઉદાસ આંખોમાં અગ્નિપ્રકાશનાં પ્રતિબિંબ પડતાં હતાં. કોઇ આંતરશક્તિ ખેંચી રહી હોય તેમ પીટર ફર્યો અને

ઇશુની અને તેની નજર મળી. સૂર્યતેજ સહન ન થવાથી જેમ માણસ પોતાની આંખોને ઢાંકી દે તેમ પીટરે પોતાનું મ્હોં બાંયથી લૂછવાને બ્હાને ઢાંકી દીધું અને ટોળામાંથી ખસી જઈ લથડીઆં ખાતો ચોક ઓળંગવા લાગ્યો. મેં તેને દરવાજા આગળ પકડયો. જેવો તે દરવાજાના આગળા માટે ફાંફાં મારવા લાગ્યો તેવો જ તેના મ્હોં પર દીવાનો પ્રકાશ પડયો. તેની લાલચોળ આંખમાં અસહ્ય આત્મપરિતાપ ઉભરાઈ રહ્યો હતો અને તેના ગાલ ઉપર થઇને આશ્રુધારાઓ વહેતી હતી.

'હું હમેશ બડાઈ મારતો' તે બોલી ઉઠયો 'અને તે કહેતો કે 'ખરે વખતે તું મને છેહ દેવાનો છે' પણ બ્હીતો બ્હીતોય હું તેને અનુસરતો. તેં પણ મને એની જોડે અનેક વેળા જોયો છે. અને આજે? આજે ડરના માર્યાં મ્હેં તેની ઓળખાણ સરખીનો ઇન્કાર કર્યો! મ્હને જવા દે મ્હને જવા દે. મ્હને કાળું મોઢું કરવા દે. રૌરવ નરકમાં પણ મ્હારે માટે જગ્યા નથી?'

મ્હેં તેને જવા દીધો અને તે ક્યાંય અદૃશ્ય થઈ ગયો.



## ન્યાયનું નાટક

જોતજોતામાં પ્હો ફાટવા લાગ્યું અને તારાઓ આકાશમાંથી એક પછી એક અદૃશ્ય થયા. સૂર્યોદયને થોડી વાર હતી ત્યારે જમાતપંચને ચોકમાંથી પસાર થતું મેં જોયું. પાછળ જ ઇશુની વિરુદ્ધ જુબાની આપવા આણેલા સાક્ષીઓને પણ લઇને સિપાઇઓ આવી પહોંચ્યા. ચોમેર ધાંધલ અને ગડબડ મચી રહી. દિવસ થોડો ચડયો ને ઈશુને ધર્માચાર્યના હૉલમાં રજૂ કરવાનો હુકમ થયો.

કૈઆફ ઉંચા ન્યાયાસન પર બેઠો હતો અને તેની બન્ને બાજુએ અર્ધમંડળાકારે જમાતપંચના સભ્યો ગોઠવાયા હતા. પંચના બધા સભ્યો આવ્યા નહોતા અને આવ્યા હતા તેમાં પણ આરિમેથાના યૂસફ શિવાય હું બહુ થોડાને ઓળખતો હતો.

ઈશુને આરોપીના પાંજરામાં ઉભો કરવામાં આવ્યો અને સાક્ષીઓને આગળ આણવામાં આવ્યા. પછી કૈઆફ ઉભો થયો. તેની સાથે પંચ પણ ઉભું થયું. કારણ હવે સાક્ષીઓને સોગન આપવાનો વિધિ કરવાનો હતો. એક અધિકારી કાયદાનું ટીપણું લઇને બાજુએ ઉભો હતો. કૈઆફે તે લઇને ઉઘેડ્યું અને સાક્ષીઓને સોગંદનામું મ્હોટેથી વાંચી સંભળાવવા માંડ્યું.

સાક્ષીઓ ગૂંચળું વળીને ઉભા ઉભા બધું સાંભળતા હતા, પણ તેમાંના કોઇનેય આ પ્રસંગની ગંભીરતાની ભાળ સરખી હોય એમ જણાયું નહિ. તેમની આંખો હૉલની છતનાં ચિત્રો પર, થાંભલાની કોતરણીઓ પર, ધર્માચાર્યના ન્યાયાસનની નકશી પર, અને હૉલની મોટી બારીઓમાંથી દૂર દેખાતા ને પેસોવરના ઓચ્છવને અંગે લોકોથી ખદબદતા રસ્તાઓ પર આમતેમ ભટકતી હતી; અને એક જણ તો વળી નિરાંતે સળીથી પોતાના દાંત ખોતરી રહ્યો હતો.

પછી જુબાનીઓ લેવાઈ. પણ કોઈ સાક્ષીની જુબાનીનો બીજાની વાત જોડે કેમે કર્યાં મેળ જ ખાય નહિ. એક જણ જુબાની આપે કે ' ઈશુ પોતે બોલ્યો હતો કે હું પેગમ્બર છું. ' તો બીજો લાગલો જ બોલી ઉઠે ' અહં, એ તો એમ બોલેલો કે હું યહુદીઓનો રાજા

થવાનો છું.' એક જણ એક બોલે ને બીજો બીજું જ બોલે. આ મતભેદનો છેડો આવે એમ લાગ્યું નહિ. કૈઆફે ભવાં ચઢાવ્યાં, પંચ કંટાળ્યું, પણ કેસ કેમે કર્યાં આગળ ચાલે નહિ. અન્તે બે સાક્ષીઓ આગળ આવ્યા અને એવી જુબાની આપી કે 'અમે ઈશુને મુખ્ય મંદિરના ચોકમાં જાતે કહેતાં સાંભળેલો છે કે ' માનવીએ હાથે બાંધેલા આ મંદિરને હું ત્રણ દિવસમાં જમીનદોસ્ત કરીશ અને તેની જગાએ દૈવી મંદિર ઉભું કરીશ.' આમ તેણે પોતામાં ચમત્કારની શક્તિ હોવાનો દાવો કર્યો હતો.'

ધર્માચાર્યના ચ્હેરા પર ખુશાલી પથરાઈ. તેણે ઈશુને પૂછયું:

'આ માણસોએ તારી વિરુદ્ધ જે જુબાની આપી તેનો અર્થ શો છે ? હજુ પણ તારે કંઈ જવાબ દેવો નથી ?'

ઈશુ મૌન જ રહ્યો, પણ આરિમેથાનો યૂસફ ઉભો થયો ને બોલવા લાગ્યો. લોકોમાં તેની ભારે પ્રતિષ્ઠા હતી. તેથી તેને અટકાવવાની કૈઆફની હિમ્મત ન ચાલી.

યૂસફ બોલ્યો: 'આરોપી જવાબ આપવાની ના પાડે છે તેમાં કશું ખોટું નથી. કાયદો આવા ઉલટપાલટ જવાબો માગવાની મના કરે છે. કાયદો હમેશાં દયાની દૃષ્ટિએ જ જુએ. તેમ આવે પ્રસંગે તો જે કોઇ પંચનો સભ્ય આરોપીનો બચાવ કરી શકે તેમ હોય તેના પર તેમ કરવાની ફરજ મૂકે છે. તેથી હું કહું છું કે ઈશુનાં વચનનું રહસ્ય આ પ્રમાણે છે: ' માણસે ચણેલું મંદિર જમીનદોસ્ત થાય તોપણ આત્મારૂપી મંદિરમાં ઈશ્વરપૂજન થઇ શકે છે.

કારણ આ મંદિરનો બાંધનાર સુલેમાન પોતે પણ કહી ગયો છે કે ત્રણ લોક પણ જેને સમાવી શકે તેમ નથી તે ઈશ્વર આવડા મંદિરમાં કેમ કરી પુરાવાનો? ઈશુનું પણ લોકોને એ જ કહેવું હતું કે ઈશ્વર માત્ર દેવમંદિરમાં જ વસતો નથી. તે તો સર્વવ્યાપક છે. વળી તે કહે છે કે મંદિરમાં ભોગ ધરવાથી જ ઈશ્વર પ્રસન્ન નહિ થાય, પણ સર્વ પ્રાણી પ્રત્યે દયા અને પ્રેમ ધર્યાથી જ પ્રભુ રાજી થશે. ક્રિયાકાંડ અને અનુષ્ઠાનોમાં ધર્મ નથી, પણ સેવા અને આપભોગમાં જ ધર્મનો ખરો મર્મ છે. આ ઉપરથી હું કહું છું કે આ બે સાક્ષીઓ અવળું સમજ્યા છે. વળી આમાંના કોઈ બે સાક્ષીઓ એકમેકની જોડે મળતા આવતા નથી. તેથી કાયદાની રૂએ આરોપીને વગર વિલંબે છોડી મૂકવો જોઈએ.'

આ સાંભળતાં કૈઆફ સળગી ઉઠયો. બધા કાયદાઓને કોરે મેલી તે ઠેકડો મારી ઉભો થઈ ગયો અને ઈશુ સામે બૂમ મારી ઉઠયોઃ

'હું તને ઈશ્વરના સોગન દઈને પૂછું છું. તું મસીઆનો અવતાર છે કે નહિ?'

ઈશુએ નમ્રપણે જવાબ આપ્યોઃ 'હું તમને કંઈ કહું તોપણ તે તમે લોક માનવાના નથી. વળી હું મારા બચાવમાં કંઈ પૂછપરછ કરૂં તોપણ તમે મને છોડવાના નથી.'

કૈઆફે આ કશું સાંભળ્યું નહિ. તે તો તેની સામે જઈ આવીને બરાડી ઉઠયોઃ 'તું ઈશ્વરનો અવતાર છે કે નહિ, બોલ?'

' તમે જ કહો છો કે હું છું. '

કૈઆફે તેના ગળાનું કપડું ઝાલ્યું અને પંચ તરફ જોઈ બોલતાં બોલતાં છેડા સુધી તે ફાડી નાંખ્યું:

' આ ઈશ્વરદ્રોહી તમારી સમક્ષ તદ્દન નાસ્તિકતાનાં વચન બોલી ચૂક્યો છે. હવે વધુ સાક્ષીપુરાવાની શી જરૂર છે ? તમે બધાએ મોઢામોઢ સાંભળ્યું છે. કહો હવે આ દેહાન્તશિક્ષાને પાત્ર છે કે નહિ ? '

આખું પંચ ઉભું થયું. કૈઆફ ઉતાવળે ઉતાવળે એક પછી એક પંચને પૂછતો ગયો:

' દેહાંત સજાની તરફેણમાં કે વિરુદ્ધ ? '

બધાએ એક પછી એક જવાબ આપ્યા:

' તરફેણમાં. '

માત્ર આરિમેથાના યૂસફે જવાબ આપ્યો:

' વિરુદ્ધ. '

પછી આખું મંડળ ઉભું થયું અને ઈશુને પાઇલેટ આગળ લઈ ગયા.



## પાઇલેટ આગળ

શહેરની વાયવ્ય દિશાએ છેરડે ટેકરીપર બાંધેલા એક આલેશાન મ્હેલનું રોમનોએ સરકારી થાણું કરી નાંખ્યું હતું. પાઇલેટ જેરૂસલેમ આવતો ત્યારે અહીંયાં જ રહેતો. મ્હેલની એક નીચલી અગાશીમાં રોમન ન્યાયમંદિર હતું. ઉપરના ભાગમાં બાદશાહી ખાણાનો હૉલ અને અપ્રતિમ ભવ્યતાવાળા સ્તંભોની હાર હતી.

મ્હેલનાં પગથિયાં આગળ કૈઆફ ટોળા સાથે અટક્યો. તરત જ એક રોમન સૈનિક બહાર આવ્યો અને તેણે કૈઆફને કહ્યું: 'કેદીને ન્યાયમંદિરમાં લઇ આવો. મહાશય પાઇલેટ અંદર કામમાં છે.'

મુખ્ય મન્દિરના અધિકારીએ જવાબ આપ્યો: 'અમારાથી અંદર ન અવાય. આવતી કાલે પેસાવરનો ઓચ્છવ છે તેથી અમને વટાળ થાય.'

સૈનિક કંઈ તુચ્છતાભર્યું હસ્યો; પણ કૈઆફે તેને સત્તાભર્યા અવાજે કહ્યું: 'પાઇલેટને જઇને કહે કે ધર્માચાર્ય બહાર રાહ જુએ છે.'

સૈનિક અંદર ગયો. જરાવારમાં પાઇલેટ બહાર આવ્યો. તે લશ્કરી પોશાકમાં હતો પણ માથું ખુલ્લું હતું. તેના ટૂંકા વાળ, દાઢીમૂછ વિનાનું વિશાળ મોઢું અને તીણી આંખો રોમન પ્રતાપની સાક્ષી પૂરતાં હતાં. તેની દૃષ્ટિમાં મદ નહોતો તેમ ખાસ મૈત્રીભાવ જેવું પણ કશું નહોતું.

'મહાશય, આવતી કાલે જ પેસાવર છે તેથી અમારાથી મહેલમાં અવાય તેમ નથી.' પરસ્પર નમન થયા બાદ કૈઆફ બોલ્યો.

'તેથી જ હું બહાર આવ્યો. તમારા રીતરિવાજ હું જાણું છું.' પાઇલેટે જવાબ આપ્યો.

'અમે એક કેદીને તમારી પાસે ન્યાયને સારૂ લઇ આવ્યા છીએ.'

'પેસાવરને આગલે દિવસે તો ન્યાયકાર્યની પણ તમારા લોકમાં મનાઇ છે!'

' પણ આ એવો જ તાકીદનો કેસ . ' કૈઆફે કંઇક કર્કશતાથી કહ્યું. પાઇલેટે સામો સભ્યતાથી ઉત્તર વાળ્યો:

' તે તમે જાણો. '

પછી ઈશુને સૌથી આગળ પાઇલેટની સમક્ષ ઉભો કરવામાં આવ્યો. તેના ચહેરા પર ભયનું ચિહ્ન નહોતું, તેમ તેની મુદ્રામાં પણ પોતે ગુન્હેગાર હોય એવું કશું જ નહોતું. તેના ચહેરા પર અને આંખોમાં અપૂર્વ શાન્તિ હતી. પાઇલેટ ઘડીવાર તેની સામું ધ્યાનથી જોઇ રહ્યો; પછી ધર્માચાર્ય અને બીજા રાજકર્મચારીઓ તરફ વળીને બોલ્યો:

' આ માણસ પર તમારો શો આરોપ છે? '

કૈઆફે તરત જવાબ આપ્યો: ' તેણે ધર્મવિરુદ્ધ ભાષણ કર્યું છે.'

' એ તો તમારા જ હાથની વાત છે. એ બાબતમાં તમને સત્તા છે. '

કૈઆફ: ' પણ એના પરનો આરોપ ગંભીર છે અને દેહાંતશિક્ષા કરવાનો અમને અધિકાર નથી. '

' એવો તે ગંભીર શો આરોપ છે ? ' પાઇલેટે ફરી પૂછ્યું.

' તે કહે છે કે હું તમારો મસીઆ છું, ઈશ્વરનો અવતાર છું.'

પાઇલેટે ખભાં ચડાવ્યાં. ' હું તમને કહી ચુક્યો કે આ બાબતને રોમન કાયદા જોડે સંબંધ નથી. ધર્મ-વિરુદ્ધના ગુન્હાઓ પતાવવાની તમને સત્તા છે. '

પછી તેણે ઈશુ તરફ વળીને કંઇક ટકોરમાં કહ્યું:

'આ બધા તારા ઉપર ધર્મવિરુદ્ધ ગુન્હાના આટલા બધા આરોપો મૂકી રહ્યા છે તે તું સાંભળતો નથી? તને જવાબ આપવાની જરા પણ ઇચ્છા નથી થતી?'

ઈશુએ ડોકું ધૂણાવ્યું પણ કશો જવાબ ન આપ્યો. એટલામાં નવી વાત સૂઝી હોય તેમ કૈઆફ એકદમ આગળ આવ્યો અને બોલ્યો: 'તમારી આગળ અમે એને ધર્મ-વિરુદ્ધના ગુન્હાને સારૂ નહિ પણ રાજવિરુદ્ધના ગુન્હાને સારૂ લાવ્યા છીએ.'

'ત્યારે તમે પહેલાં કેમ કહ્યું કે તેને ધર્મવિરુદ્ધના ગુન્હાને સારૂ રજૂ કરવામાં આવ્યો છે?'

ઘડીવાર બન્ને જણ વચ્ચેની છૂપી અદાવત બહાર આવી ગઇ; પણ કૈઆફ ગમ ખાઇ ગયો અને બોલ્યો:

'અમારાં ધાર્મિક ફરમાનો સામે તો તેણે ગુન્હો કર્યો જ છે, પણ 'હું પોતે જ તમારો રાજા છું' એમ કહી તેણે રોમન બાદશાહ સામે પણ રાજદ્રોહનો ગંભીર ગુન્હો કર્યો છે અને તેથી જ તેને તમારી પાસે લાવવાની અમને ફરજ પડી છે.' પાઇલેટ કંઇક આશ્ચર્યથી ઈશુ તરફ વળ્યો અને તેને જોઇ રહ્યો. તેનો અસ્તવ્યસ્ત પોશાક, મ્હોં પર લોહી અને ધૂળના ડાઘ એક એક કરીને તેણે નિહાળ્યાં. પછી કૈઆફ તરફ વળી વિસ્મયપૂર્વક તે બોલ્યો: 'શું આ માણસ તમારો રાજા હોવાનો દાવો કરે છે એમ તમે કહેવા માગો છો?'

અને કૈઆફ નરાતાળ જૂઠ ઉચ્ચર્યો: 'તેણે લોકોને કર આપતા અટકાવ્યા છે અને કહે છે કે 'હું યહુદીઓનો રાજા છું.''

પાઇલેટે ફરી ઈશુને પગથી માથા લગી નિહાળ્યો. પછી તે બોલ્યોઃ

'જો આ સાચું હોય તો તેની તપાસ હું ન્યાયમંદિરમાં કરીશ.'

સૈનિકો ન્યાયાસનને પાછું અંદર લઈ ગયા. ઈશુ પણ ધર્માધિકારીઓના કબજામાંથી છૂટીને રોમન સૈનિકોના હવાલામાં ગયો. હું પણ સૈનિકો પાછળ ન્યાયમંદિરમાં પેસી ગયો.

---

# ટાલ–મ–ટોલ

પાઇલેટ અંદર જઈ ન્યાયાસન પર બેઠો અને ઈશુને બંધનમાંથી છૂટો કરવા તેણે સૈનિકોના નાયકને હુકમ કર્યો. ઈશુ છૂટો થઇને પાઇલેટ સમક્ષ ઉભો. એના માથા અને દાઢીના વાળ અસ્તવ્યસ્ત હતા. મ્હોં મેલું, ખરડાયેલું ને થાકેલું તથા આંખો ઉજાગરાથી રાતી અને ભવાં નીચે ઉંડી જતી રહેલી જણાતી હતી.

પાઇલેટે તેને પ્રશ્ન કર્યોઃ ‘ તું યહુદીઓનો રાજા છે ? ’

ઈશુએ મૌન ધારણ કર્યું. તેની આંખો ગૂઢ ગાંભીર્યથી ભરેલી પાઇલેટ ઉપર ઢળી રહી હતી અને તેને સમજી લેવા માગતી હોય એમ લાગતું હતું. પાઇલેટ ઘડીક થંભ્યો અને પછી અચરજ પામતો હોય તેમ બોલ્યોઃ ‘ તું મને પણ જવાબ આપવા નથી માગતો ? તને મારવા અગર ઉગારવાની કુલ સત્તા અત્યારે મારા હાથમાં છે એ તું જાણે છે ? ’

ઈશુએ નમ્રતાથી જવાબ આપ્યોઃ ‘ ઈશ્વરની ઇચ્છા શિવાય તું મ્હારા ઉપર કશી જ સત્તા ચલાવવા અસમર્થ છે. ’

‘ પણ તું સાચે જ પોતાને યહુદીઓનો રાજા કહેવડાવે છે શું ? ’ પાઇલેટે ફરી પૂછ્યું.

ઈશુએ સામો સવાલ કર્યોઃ ‘ તું ધર્માધિકારીઓ જે અર્થ કરવા માગે છે તે અર્થમાં પૂછે છે કે એક રોમન તરીકે પૂછે છે ? ’

‘ હું યહુદી છું શું ? ’ પાઇલેટ તિરસ્કારપૂર્વક બોલ્યો ‘ તારા પોતાના જ લોકોએ અને તારા ધર્માચાર્યે તને મ્હારે હવાલે કર્યો છે. તેં શું કર્યું છે તે કહી દે. ’

અને ઈશુએ સરળ ઉત્તર વાળ્યોઃ ‘ મ્હારૂં રાજ્ય દુન્યવી નથી. એમ હોત તો મ્હારા અનુયાયીઓએ મ્હારે ખાતર લોહીની નદીઓ વહેવડાવી હોત. પણ મ્હારી રાજ્ય-સત્તા આ દુનિયાની આપેલી નથી. ’

પાઇલેટ આગળ નમ્યોઃ ‘એટલે તું રાજા તો ખરો જ.’

અને ઈશુએ ખિન્નતાભર્યું સ્મિત કરી જવાબ આપ્યોઃ

'તું કહે છે કે હું રાજા છું અને એ સત્ય છે. પણ એ રાજ્યપદ આ દુનિયા ઓળખે છે તેવું નથી. જે કોઇ સત્યનો આશક છે તે મારા રાજ્યનો છે. એક જ ઉદ્દેશને ખાતર હું જન્મ્યો છું. એ હેતુની ખાતર જ હું આ સંસારમાં આવ્યો છું કે હું મ્હારા જીવનમાં સત્યને મૂર્તિમંત કરૂં.'

એને સમજવા મથતો હોય એમ પાઇલેટ ઈશુની સામું જોઇ રહ્યો. પણ પોતાના ગજાઉપરવટની વાત હોય તેમ અન્તે ભવાં સંકોચીને તે અધીરાઇથી બોલી ઉઠયોઃ

'પણ સત્ય ક્યા ચીઝ હૈ?'

અને પછી ખભાં ઉછાળતો ઈશુના ઉત્તરની રાહ જોયા વગર જ તે ઉઠયો અને 'સત્ય પણ તારા રાજ્યના જેવું જ હવાઇ લાગે છે; આ દુનિયામાં તેને સારૂ જગા નથી.' એમ બબડતો ઈશુને ત્યાં જ છોડી દરવાજા બહાર ચાલ્યો ગયો.

બહાર લોકોનું ટોળું આતુરતાપૂર્વક રાહ જોતું હતું. પાઇલેટ તેમને ઉદ્દેશીને બોલ્યોઃ

'આ માણસમાં મને તો કશો દોષ દેખાતો નથી.'

ટોળાએ ઘોંઘાટ મચાવ્યો. પાઇલેટ જરા થોભ્યો અને વળી બોલ્યોઃ

'તે તદ્દન નિર્દોષ છે.'

કૈઆફ હિંમત આણી બોલ્યોઃ 'પાઇલેટ, તમે ભૂલો છો. એ માણસે તમને ભલે ભમાવ્યા હોય, પણ તે ભયંકર બળવાખોર છે. આખા જ્યુડિયામાં તે રાજદ્રોહ ફેલાવી રહ્યો છે. આ બહુ ગંભીર બાબત છે અને આમાં જો તમે

તમારી કુલ સત્તાથી કામ નહિ લો તો આખા દેશ ઉપર મ્હોટી આફત આવી પડશે.'

'કોઇ ધૂની માણસ છે. નાહક શું કામ મારવો?' પાઇલેટ બોલ્યો.

'તેને ધૂની કહો કે બાવો કહો. તે ભયંકર માણસ છે. ઉસ્કેરીને બળવો કરાવવા જ આવ્યો છે. તે અગાઉ ગૅલીલીઆમાં હતો ત્યાંથી જ તેણે શરૂઆત કરી. ત્યાંના લોક બધા એની પાછળ ગાંડા બની ગયા છે.'

પાઇલેટ વચમાં જ બોલી ઉઠયોઃ 'શું એ ગૅલીલીઆનો રહીશ છે?'

'હા, ગૅલીલીઆના નાઝરથ ગામનો એ છે.' ધર્માચાર્યે કહ્યું.

'ત્યારે તો આ હેરડના તાબાનું કામ છે.' પાઇલેટ આનંદમાં આવી જઇને બોલ્યોઃ 'હેરડ અત્યારે જેરૂસલેમમાં જ છે. એની પાસે જ હું આરોપીને મોકલું છું. એ તેને ઘટતી શિક્ષા કરશે.'

અને કશાની વાટ જોયા વગર હેરડને કેસ સમજાવી આપવાનું પોતાના એક કારકૂનને ભળાવી સૈનિકોની ટુકડી વચ્ચે તેણે ઇશુને હેરડ પાસે મોકલ્યો અને મ્હોટો ડુંગર માથેથી ઉતર્યો હોય તેમ ધર્માચાર્યને નમન કરીને લાગલો જ મ્હેલમાં પાછો ફરવા લાગ્યો. પણ આ મામલાને વિષે શકમંદ બનેલા કૈઆફે તેને અટકાવ્યો અને કહ્યુંઃ

'રોમન પ્રાંતની રાજધાનીના શહેરમાં હેરડ કદાપિ કોઇને મોતની સજા ફરમાવવાની હિમ્મત કરી શકવાને

નથી. તેને બાદશાહનો ઓછો ડર નથી. શું આટલા જ સારૂ તમે આરોપીને એને ત્યાં ધકેલ્યો?'

'એમ પણ હોય.'

કૈઆફ હવે પોતાનો રોષ દાબી શક્યો નહિ. વિનય-મર્યાદા ઓળંગીને તેણે પાઇલેટને ધમકાવ્યોઃ

હેરડ તેને પાછો તમારી પાસે જ મોકલશે અને તમારે જ તેના પર કામ ચલાવવું પડશે. જો તમે તેને છોડી મૂકશો તો સીઝરને બેવફાદાર ગણાશો એ યાદ રાખજો.'

મ્હારી વફાદારીને યહુદી ધર્માધિકારીઓના ટેકાની જરૂર નથી' પાઇલેટ ઠંડે પેટે બોલ્યો.

'પાઇલેટ, હું ખરૂં કહું છું. જો આ એક બળવા-ખોરને તું ક્રૂસ પર ચડાવીશ તો આખા જ્યુડીઆમાંથી રાજદ્રોહની જડ ઉખડી ગઇ સમજજે.'

પાઇલેટ અટક્યો. ધર્માચાર્યનું રાજવહીવટને લગતું આટલું ઘોર અજ્ઞાન જોઈ તે ચકિત થયો અને તેના હોઠ ઉપર સ્મિત ફરકી રહ્યું. પછી તે તિરસ્કારપૂર્વક બોલ્યોઃ

'એક યહુદીનું મરણ! અને એટલાથી આખા જ્યુડી-આમાંથી રાજદ્રોહ નાબુદ થઇ જવાનો! ક્યા ખૂબ!'

અને પછી તુરત તે પાછો ફરી સરકારી મ્હેલમાં જતો રહ્યો.



# શિક્ષા

કૈઆફે ભાખેલું ભવિષ્ય ખરું જ પડ્યું. પાઇલેટે ઈશુને પોતા પાસે ન્યાયને સારૂ મોકલ્યો જોઈ હેરડ મનમાં મલકાયો ખરો પણ આ બાબતનો ન્યાય કરવાની તેને લગીરે વૃત્તિ નહોતી. તેને તો ઈશુ કંઇ જાદૂ કે ચમત્કાર કરવા પ્રેરાય તો તેટલુંજ માત્ર જોવાની ભારે ખાહેશ હતી.

તેણે ફેરવી ફેરવીને ઇશુને તરેહવાર પ્રશ્નો પૂછ્યા. પણ ઇશુ તો એની આગળ મૌન જ ધરીને ઉભો હતો. અંતે તે કંટાળ્યો. અને 'યહુદીઓનો રાજા આવા લેબાસમાં કેમ શોભે ? એને શણગારો' એમ કહી તેણે મશ્કરીમાં જ એક જૂનો ભારે ઝભ્ભો નોકરો પાસે મંગાવ્યો અને ઇશુને પહેરાવ્યો અને પછી 'આ મ્હારા અખત્યારમાંનું કામ નથી' કહી એને પાછો પાઇલેટ આગળ લઇ જવાનો હુકમ કર્યો.

સૈનિકો પાછા ઇશુને લઇને પ્રીટોરીઅમમાં આવ્યા. અને ફરી લોકોની એવી જ ઠઠ જામી. પાઇલેટ દરવાજામાં આવી ઉભો અને ટોળાના આગેવાનોને સમજાવવા માગતો હોય તેમ ધીમેથી બોલ્યો:

' લોકોને બહેકાવ્યાનો આરોપ મૂકીને તમે આ માણસને મ્હારી પાસે લાવ્યા છો, પણ તપાસ કરતાં એ આરોપ સાબીત થાય એવી એક પણ હકીકત કે દલીલ મને જડતી નથી. વળી હેરડ પણ એનામાં કશો દોષ જોતો નથી. તમે જુઓ છો તેમ તેણે આરોપીને મારી પાસે પાછો મોકલ્યો છે. ' પેસોવર ' જેવા ધાર્મિક ઓચ્છવને ટાણે એક કેદીને છોડી દેવાનો તમારો રિવાજ હું જાણું છું. આ ઇશુએ મોતની સજાને પાત્ર થવા સરખું કંઇજ કર્યું નથી એ સૌ કોઇ જોઇ શકે એમ છે. તેથી હું તેને પાંચ ૫ટકાની સજા આપી છોડી દેવા માગું છું. '

આટલું કહી તેણે ઇશુને દરવાજામાં લાવવાનો હુકમ કર્યો. ઇશુ આગળ આવ્યો અને લોકો સામે ઉભો રહ્યો. તેના શરીર પર હેરડે પહેરાવેલો ઝભ્ભો હતો; તેનું મ્હોં જેવું ને તેવું ધૂળથી ખરડાએલું હતું. કેટલાએ કલાકથી

ઉભે પગે હોવાથી તે અતિ થાકેલો જણાતો હતો. તેને જોઇ મ્હારૂં હૃદય ચીરાઇ જતું હતું. પાઇલેટે દયાભરી દૃષ્ટિએ તેની સામું જોયું. પછી ટોળા સામે ફરી તિરસ્કારપૂર્વક કહ્યું:

'આ જોઈ લ્યો તમારો રાજા!'

આ અપમાનથી લોકો ક્રોધે ભરાયા અને બરાડી ઉઠ્યા 'એ અમારો રાજા નથી. એને પરલોક પહોંચાડો! એને જમીનદોસ્ત કરો! મારી નાંખો! મારી નાંખો!'

હવે લોકો હાથ રહે તેમ નહતું. અંતે પાઇલેટે એક સૈનિકના કાનમાં કંઈ કહ્યું એટલે તે ગયો અને થોડીવારમાં એક ચાંદીની ઝારી અને ટુવાલ લઈ આવ્યો. પાઇલેટના હુકમથી તેણે એ બન્ને વસ્તુઓ લોકો સમક્ષ ઉંચી ધરી રાખી. એ જોઈ લોકો આશ્ચર્ય પામી એકદમ શાંત થઇ ગયા.

પછી બધા જુએ તેમ પાઇલેટે પોતાના હાથ ધોયા અને ટુવાલથી લૂછ્યા. પછી ટુવાલ પાછળ નાખી તે ડગલું આગળ આવ્યો અને લોકો સમક્ષ બોલ્યો:

'જુઓ, આ નિર્દોષ માણસની હત્યા જોડે મ્હારે કશી લેવાદેવા નથી. મ્હેં એમાં તમારી સમક્ષ આ બાબત-માંથી મ્હારા હાથ ધોઇ નાંખ્યા છે.'

પોતાના મનનું ધાર્યું થતું જોઇ લોકો ખુશીમાં આવી ગયા અને હર્ષમાં આવી જઈ બોલી ઉઠ્યા:

'એની હત્યાનું કુલ પાપ અમારે માથે; અમારી સંતતિને માથે; અમારા વંશવારસોને માથે.'

પછી ફરી એકવાર ન્યાયાસનને બ્હાર આણવામાં આવ્યું અને તે પર બેસીને પાઇલેટે ઈશુને દેહાંતશિક્ષા સંભળાવી.

પછી શિક્ષાનો અમલ કરનાર રોમન અમલદાર આગળ આવ્યો અને તેણે ગુન્હેગારના ગળામાં ભેરવવાની 'ગુન્હાપાટી'-માં શું લખવું એમ પાઇલેટને પૂછ્યું. પાઇલેટે જાતે જ પાટી પર લખી આપ્યું: 'યહુદીઓનો રાજા—નાજરથનો ઈશુ.'

કૈઆફ ચીડાયો: "આમાં આરોપની નોંધ જ નથી. લોકો નહિ સમજે. 'યહુદીઓનો રાજા' એમ નહિ પણ 'હું યહુદીઓનો રાજા છું એમ તે બોલ્યો' એવું લખો."

પણ પાઇલેટે તેમ કરવાની ચોખ્ખી ના કહી અને રોષપૂર્વક તે બોલ્યો:

'મેં જે લખ્યું છે તે જ કાયમ રહેશે.'



# દેહવિડંબન

આંટણીયાના ચોગાનમાં રોમનોએ ઈશુને કોરડા મારવાનો વિધિ કરેલો. ઇશુ કિલ્લાનાં પગથિયાં ચડયો ત્યારે દિવસ હજી બહુ ચડયો નહોતો. ઈશુના અંગ ઉપર હેરડે પહેરાવેલો ઝબ્બો એમનો એમ હતો અને એની મુદ્રા અતિ ત્રાસથી ત્રાસેલી છતાં જેવી ને તેવી શાંત હતી.

ચોગાનમાં આવી લાગતાં જ નાયક ઇશુને સિપાઇઓના હાથમાં મૂકી આગળની તૈયારીને સારૂ ગયો. કારણ કેદીની ગુન્હાપાટી અને ક્રૂસના થાંભલા હજી તૈયાર કરાવવાના હતા. વળી બીજા પણ ગુન્હેગારો ઇશુની સાથે જ ક્રૂસ ઉપર ચડાવવાના હતા એવી વાત હતી.

ઈશુને લાવનાર ટુકડી કિલ્લામાં આવીને થોભી તે સાથે જ બરાકોમાંના સિપાઇઓ ચોમેરથી તેમની આસપાસ ફરી વળ્યા અને પોતાના સોબતીઓને શહેરમાંની ધાંધલના સમાચાર પૂછવા લાગ્યા.

'કંઈ જબરી ગરબડ છે શું? આ યહુદડાંઓ રોજ રોજ કંઇ ને કંઇ તૂત ઉભું કરે છે. આ વખતે પોતાનો રાજા ઉભો કર્યો છે કેમ? પકડી પકડીને ક્રૂસ ઉપર ચડાવવા માંડોને!'

આખા જયુડિયામાં પાઇલેટ પાસે ફક્ત બે વર્ણસંકર પલટનો હતી. સિપાઇઓમાં એક કોમ જેવું કશું જ નહોતું, પણ પોતાના તાબાના મુલકના લોકો પ્રત્યેનો તિરસ્કાર તેમનામાં એકસરખો હતો.

ઈશુ તેમના ટોળા વચ્ચે એકલો અટુલો ઉભો હતો. એકાએક એક પહાડી જેવા કદાવર સિપાઇએ તેને બાવડું ઝાલીને ફંગોળ્યો.

'આ ભાઇશાબ જ બધી ધાંધળનું મૂળ છે ને? ખશકુલાં લોકનો ખશકુલો રાજા! એનાં દેદાર તો જુઓ મલોખાની સાંઢણી જેવાં!' એક સિપાઈના અંગ ઉપરથી તેણે લાલ લશ્કરી ડગલો ખેંચ્યો ને તે ઈશુ ફરતો વીંટાળી ખડખડાટ હસ્યો.

'ભલી બની! હવે ખાસો રાજા બન્યો ખરો.'

સૌ ખડખડાટ હસવા લાગ્યા. એટલામાં બીજો એક બોલી ઉઠયોઃ

'પણ એનું સિંહાસન ક્યાં છે?'

નજીકની દિવાલ આગળ એક મ્હોટા સંગેમરમરના થાંભલાનો ભાગેલ ટુકડો પડયો હતો. તે પર નજર પડતાં થોડા જણ ધસ્યા.ને એને રોડવીને આગળ લઈ આવ્યા. પછી એને એક છેડા ઉપર ઉભો કરી તેમણે ઈશુને તે પર બેસવા કહ્યું.

પેલો પહાડી મનમાં કંઇ આવ્યું હોય તેમ વળી દોડયો અને નજીકના રસોડા આગળ દેવતા સળગાવવા સારૂ ઝાંખરાનો ભારો પડયો હતો તેની બે હાથ ભરીને ભારી લઇ આવ્યો. જોતજોતામાં એ તીણાં કાંટાવાળા ઝાંખરાનો એણે મુગટ બનાવ્યો અને ઇશુના માથા ઉપર ભાર દઇને બેસાડયો. પછી એ પશુની સરદારી હેઠળ બધા સિપાઇઓ ઘુંટણીએ પડી ઇશુને જૂઠી કુર્નિશ બજાવવા લાગ્યાઃ

'નિગાહ રખ્ખીયે યહુદીઓના અધિરાજ!'

ઇશુ ખામોશ હતો. માથા પર ઠેકઠેકાણે કાંટા ભોંકાયા હતા ત્યાંથી લોહી ચાલ્યું અને ગાલ, કપાળ અને ડોક પર તેના રેલા ઉતર્યા, પણ એણે ઉંકારો સરખો ન કર્યો.

એટલામાં પેલો નાયક આ રસ્તે નિકળ્યો. એની સાથે હાથમાં લાંબો લાકડાનો ગજ લીધેલો સુતાર હતો. એઓ થાંભલાઓનાં માપ લઈ રહ્યા હતા. બાપ

છોકરાંઓની રમતને નિહાળી રહે તેમ નાયક આ લોકની રમત સામું ઘડીવાર જોઇ રહ્યો અને બોલ્યો:

'રાજદંડ વિના તમારી રમત અધૂરી છે.'

આટલું કહી સુતારના હાથમાંનો ગજ લઇને એણે ઈશુના હાથમાં ગોઠવી દીધો. ઈશુએ માથું નમાવ્યું અને તેનો ઉપકાર માન્યો. પેલો આભો બન્યો અને પાછો પડયો અને સિપાઇઓ પણ તેમની જંગલી રમતમાં અટક્યા. લશ્કરી ડગલામાં વીંટેલો ઇશુ ચોમેર નજર ફેરવતો ટટ્ટાર બેસી રહ્યો હતો. એની ત્રાસેલી છતાં વીર મુદ્રામાં એવી તો નિખાલસતા વરસી રહી હતી કે આ રીઢા સિપાઇઓનાં અંતઃકરણ પણ ભેદાયાં ને તેઓ રસ્તો ભૂલ્યા હોય તેમ ચૂપ થઇ ગયા. નાયક પણ વધુ મશ્કરીમાં ન ઉતરતાં બોલ્યો:

'બસ એટલું, છોકરાઓ. હવે કોરડાનું કરો. પેલા બીજાઓને પણ હું છોડું છું. પતાવીએ જલદી.'

આમ કહી તે ગયો, અને ઇશુના હવાલદારોએ તેના પરથી લાલ ડગલો ઉતારી લીધો. પછી તેમણે ઇશુનાં કપડાં ઉતારી થાંભલા પર મૂક્યાં અને માત્ર એક લંગોટીભેર ઉભો રાખ્યો. એટલામાં નાયક પેલા બીજા બે કેદીઓ જોડે આવી પહોંચ્યો. તેમાંનો એક ખૂબ તોફાન કરી રહ્યો હતો અને સામો થતો હતો, ને સિપાઇઓને તેને ઘસડવો પડતો હતો. તેનાં કપડાં ઉતારવા માંડયાં ત્યારે પણ તેણે બચકાં ભરવા માંડયાં અને ઘણાએ મળીને તેને ઝાલી રાખવો પડયો. બીજો હતો તે ગરીબ જણાયો. કંઇ પણ બોલ્યા વગર તે ઈશુની બાજુએ પોતાની જગાએ જઇને ઉભો રહ્યો

અને કશા ધમપછાડા વગર પોતાનાં કપડાં ઉતારવા દીધાં. એનાં ચીંથરાં સિપાઇઓએ ઉતાર્યાં ત્યારે તેનું ભૂખથી તવાઇ ગએલું શરીર ઉઘાડું પડ્યું. એની એકેએક પાંસળી બ્હાર આવી હતી. ઠપકો આપતો હોય તેમ સિપાઇઓને ઉદ્દેશીને તે અચાનક બોલી ઉઠ્યો:

'ભૂખના માર્યાં મેં ચોરી કરી એટલા ગુન્હા સારૂ શું તમે મ્હને ક્રૂસ ઉપર ચડાવશો?'

સિપાઇઓ ઝંખવાણા પડી ગયા. અંતે એક જણ ભવાં સંકોચીને બોલ્યો:

'અમે શું કરીએ? અમારે તો હુકમ થાય તે પાળવો રહ્યો.'

કેદી ચૂપ રહ્યાઃ પણ જ્યારે સામેના બરાકમાંથી એક સિપાઇને લાંબો ચામડાની વાધરીઓનો ગૂંથેલો અને દરેક શેડમાં જસતના કાંટા જડેલો કોરડો લઇને આવતો જોયો ત્યારે તેની આંખનાં મોતીઆં મરી ગયાં અને એનું નર્યું હાડપિંજર શરીર ડરથી કોકડું વળી ગયું:

'ઓ બાપ રે, આ મારાથી નહિ ખમાય, નહિ ખમાય!' એ બોલી ઉઠ્યો:

ઇશુએ હળવે રહી તેના ખભા પર હાથ મૂક્યો અને કહ્યું:

'ભાઈ બધી દુનિયાનાં દુઃખની આ વાનગી છે. મન મજબૂત રાખીને આપણે ભોગવી લેવી રહી, પ્રભુને નામે.'

પેલા માણસે આ મધુર અવાજ સાંભળ્યો અને વિસ્મયપૂર્વક પાછળ ફરીને જોયું તો ઇશુનો અતિ થાકેલો, લોહીલોહાણ ચ્હેરો.

તેની આંખમાં તત્ક્ષણ આંસુ ઉભરાયાં અને તે બોલ્યોઃ

'તારે માથે પણ ઘણી વીતી લાગે છે, ભાઈ.'

પણ પેલો બીજો તો ઈશુ સામો તાડૂકી ઉઠયોઃ

'તું મોટો ચમરબંધી થઇને આવ્યો છે ને? મોટો રાજા થવા નિકળેલો તે તું જ કે ની? તને તો જરૂર ક્રૂસ ઉપર ચડાવવો જોઇએ, પણ અમે શાં રાજ લૂંટી લીધાં છે?'

આ બધી ગડબડથી નાયક છેડાયો અને પેલાને એકદમ જીભડી બંધ કરવા ફરમાવી સિપાઇઓને કેદીઓને તાબડતોબ અંદરના વાડામાં લઈ જઈ કોરડા મારવાનું કામ પૂરૂં કરવા હુકમ કર્યો.

---

## દાવાનળ

ઈશુ પર કોરડા પડતા મેં જોયા નહિ. મારાથી તે ખમ્યું જાય તેમ ન હતું. હું કિલ્લાનાં પગથિયાં ઉતરી મુખ્ય મંદિરના ચોગાનમાં આવ્યો. મ્હારો આત્મા જ જાણે બ્હેર મારી ગયો. આટણીઆની ભીંતાની એકેએક ઇંટ, કિલ્લાની સીડીના વળાકાર, ચાલનાર લપસે નહિ એટલા સારૂ રસ્તાના

પત્થર કોચીને તેમાં પાડેલાં ટાંકણાં બધું કંઈ મારી આંખ સામે એટલું તો સ્પષ્ટતાથી દેખાતું હતું કે આજ સાઠ વરસે પણ તે જેવું ને તેવું મ્હારી આંખ આગળ તરી રહ્યું છે. પણ મ્હારા અંતઃકરણમાંથી લાગણી માત્ર જાણે ઉડી ગઈ અને હું શૂન્ય બની ગયો.

આવી મૂઢ અવસ્થામાં જ હું હજી હતો, એટલામાં અચાનક જયુડાને મેં ચોગાન વચ્ચે થઇને જતો જોયો. જાણે સ્વપ્નું જ હોય ને ! છતાં હું બોલી ઉઠયોઃ

'કોણ, જયુડા ?'

એ પાસે આવ્યો અને હું હજી એવી ને એવી સ્વપ્ન-સ્થિતિમાં બોલ્યોઃ 'આ શું જયુડા ? તું તો જાણે મરીને ભૂત થયો હો એવો કાં ?'

એ વધુ નજીક આવ્યો. એની છાતી ધડીધડી ઉછળતી હતી અને નસ્કોરાં દોડ કરી આવેલા ઘોડાની પેરે ફુલતાં હતાં.

'અરે માનવી, ભાળતો નથી મ્હારા હૈયામાં કેવડો દા લાગ્યો છે ? મ્હારાં પડળ ખૂલી ગયાં છે ને મ્હારા અંતરમાં મ્હોટો દરવાજો ખૂલ્યો છે. અરે, મ્હેં એમના મંદિર વચ્ચે જઇને કહ્યું કે મ્હેં કસાઇપણું કરીને રૌરવનું ભાતું બાંધ્યું છે, પણ એ લોકોને એ બધાની શી પડી છે ? તેમણે કહ્યુંઃ 'તું જાણે ને તારું કરમ જાણે, અમારે શું ?'

'ઓ ઈશુ ! એક ત્હારા વિના બીજા કોઇને પરવા નથી અને તને તો મ્હેં—મ્હેં પોતે જલ્લાદને હાથ સોંપ્યો ? તેં મ્હારો વિશ્વાસ કર્યો. તું તારા વચન ઉપર કાયમ રહ્યો,

ને મ્હેં તારૂં ગળું કાપ્યું. તને ખબર હતી કે હું તને છેહ દઇશ છતાં તેં તારૂં માથું મારે ખોળે રાખ્યું અને મ્હેં —મ્હેં મ્હારે સગે હાથે તે વાઢ્યું !'

એ મ્હારી પાસે બેસી ગયો. એની કાળી ભમ્મર આંખોમાં પશ્ચાત્તાપનો અગ્નિ ભભૂકી રહ્યો હતો. બીધેલા બાળકની જેમ એ મ્હારી કોટે બાઝી પડયોઃ

'મ્હેં એના પર કેટકેટલું હેત કરેલું. અને મ્હેં જ ઉઠીને એનું ગળું કાપ્યું ! ઓ ભગવાન્ ! મારે તો ઉલટા એને ખાતર મ્હારા પ્રાણ પાથરવા જોઇતા હતા !'

એનો ઘાંટો બદલાઈ ગયો અને ઉશ્કેરાઇ જઇને તે બોલ્યોઃ

'જો, આ હૈયું એકવાર ચીર અને જો, એના વિના મ્હારા પ્રાણ કેવા વ્યાકુળ છે. એનો ચ્હેરો રાતદિવસ મારી આંખો સામે તર્યાં કરે છે અને એની પેલી અમૃતવરસતી આંખો !'

મ્હેં એની ચાળ પકડી અને તેને ચોગતો કંઇક દિલાસો દેવાના હેતુથી હું બોલ્યોઃ

'નહિ તો પણ ચાહે તે રસ્તે એ લોક એને પકડત.'

'પણ મારે હાથે તો નહિ ને ?' એણે ઉછળીને ઉત્તર વાળ્યો.

હું એની સામું જોઇ રહ્યો. એની શુદ્ધબુદ્ધનું ઠેકાણું નહોતું, એનું ફટકી ગયું હતું. એના જેવા માણસમાં લાગણીનો આવડો ઉદધિ ઉછળે એ અજબ હતું. કશું ખાસ ન સૂઝતાં હું બોલ્યોઃ

'ઇશુ તને માફ કરશે.'

કોઇ દિવસોના દિવસથી ધૂંધવાતો જ્વાળામુખી એકાએક ફાટી નિકળે તેમ એ મ્હારી તરફ ફર્યો અને એના વલોવાતા અંતરના ઉદ્રેક સામટા ઠલવાયાઃ

'તેથી જ તો મ્હારે મરવું રહ્યું છે. ઇશ્વરને મ્હારે લાયક ખાસ રૌરવ તૈયાર કરાવવું પડશે. હું માનતો કે ઇશુને મ્હારી કશાયે પડી નથી, પણ હવે મેં જોયું છે.'

અને 'મોત વિના હવે કોણ મને સંઘરે?' એમ બકતો બકતો, પોતાનાં કપડાં ચીરતો અને વાળ પીંખતો તે મ્હારી પાસેથી નાઠો.

---

## અમરધામાભિમુખે

મ્હારૂં હૈયું બ્હેર મારી ગયું હતું તે એકાએક સચેત થયું અને જાણે મ્હને ફરી ભાન આવ્યું. એક દિવસમાં શા શા ચમત્કાર! થોડા જ કલાકમાં ઇશુ ક્રૂસ ઉપર પ્રાણ આપશે અને જ્યુડા પણ મરણનું ભાતું બાંધી રહ્યો હતો.

પણ મ્હારો આત્મા એક જ પોકાર કરી ઉઠયોઃ 'ઈશુ ક્યાં છે?' અને હું વળી પાછો કિલ્લાનાં પગથિયાં ચડીને આંટણીયાના ચોગાન તરફ દોડયો.

સિપાઈઓને મેં ઈશુને અંદરના વાડામાંથી બહાર આણતા જોયા. તેમણે એનાં કપડાં પાછાં પહેરાવ્યાં હતાં અને બે જણે એને બાવડેથી ઝાલી રાખ્યો હતો. મુશ્કેલીથી એનાથી ચાલી શકાતું હતું. એના ગળામાં ગુન્હાપાટી લટકાવવામાં આવી હતી અને તેમાં મ્હોટામ્હોટા અક્ષરે લખ્યું હતું:

'નાઝરથનો ઈશુઃ યહુદીઓનો રાજા'

પાછળ પેલા બે ચોરને લાવવામાં આવ્યા. તેમને માર કાંઈક હળવો પડયો હશે, કારણ તેઓ પોતાની મેળે ચાલી શકતા હતા. એમના ગળામાં પણ ગુન્હાપાટીઓ લટકતી હતી. તેમાં તેમનાં નામ ગેમા તેમજ દીમા અને તેમના ગુન્હા લખ્યા હતા. ચોગાન વચ્ચે સુતાર ખીલા, હથોડી અને એક નીસરણી સાથે તૈયાર ઉભો હતો. ત્રણ તોલદાર લાકડાના થાંભલા જમીન પર પડયા હતા. એક બાજુએ થોડાક ગામડીઆ જેવા લોક ઉભા રહ્યા હતા. નાયકે પેલા ચોરોના થાંભલા ઉપાડનાર 'કોઈ સગુંવ્હાલું છે?' એવી બુમ પાડતાં તેમાંથી બે જણ આગળ આવ્યા અને ગેમા અને દીમાના ક્રૂસ તેમણે ઉપાડી પીઠ પર લીધા. ઈશુનો ક્રૂસ ઉપાડનાર કોઈ ન હતું. મ્હને ઉપાડવા દેવા નાયક તૈયાર ન હતો, કારણ હું અમીર કુળનો અને એણે મ્હને પાઈલેટની જોડે બાળેલો. તેથી ઈશુએ એક સિપાઈનો ટેકો લઈ પોતાના પગ ઠેરવ્યા અને બીજાઓએ એની પીઠ પર જ્યાં એની

કોરડાથી ફાટેલી ચામડી કપડા તળે ઢંકાએલી હતી ત્યાં ક્રૂસનો વજનદાર થાંભલો ગોઠવ્યો. પછી સિપાઇઓની ટુકડી કેદીઓની આગળપાછળ વહેંચાઇ ગઇ; સુતાર પણ પોતાની નીસરણી તથા ખીલા લઇ પાછળ ચાલ્યો; અને એમ આખું સરઘસ કિલ્લા નીચે ઉતરી ગલગોથાની ટેકરીને રસ્તે ચાલ્યું.

કિલ્લા નીચે ઉતરેલા તમાશગીરોનું ટોળું પણ નજીક આવ્યું અને પાછળપાછળ ચાલ્યું. બુરખા ઓઢેલી થોડીક સ્ત્રીઓ પણ પાછળ ચાલી. તોફાની ગેમા સૌથી આગળ હતો અને મરણથી બીલકુલ ડરતો નથી એવી લવારી કરતો જતો હતો. પણ દીમા જે ઇશુની પાછળ સૌ છેલ્લો ચાલતો હતો તે કશું બોલતો ન હતો. એની આંખ એકસરખી ઇશુ પર ઠરી રહી હતી. સૂર્યનારાયણ સોળે કળાયે તપી રહ્યા હતા. ઇશુના મ્હોં પર પરસેવાની નીકો ચાલી અને ક્રૂસના ભાર નીચે ઘડી ઘડી એનું શરીર લથડતું હતું. સિપાઇઓ પણ ત્રાસેલા જણાતા હતા અને ફરજીઆતની પેઠે નાખુશીથી જતા હોય તેમ મૂંગે મ્હોડે ચાલતા હતા.

ટોળું થોડે દૂર ગયું નહિ હોય એટલામાં ઇશુ ઠોકર ખાઇને લથડયો અને જેમ તેમ બચ્યો. દીમા વ્યાકુળ સ્વરે પોકારી ઉઠયોઃ 'એનાથી કયાં ઉપડે છે?' કોઇએ એને ઠપકો આપ્યો નહિ. પણ નાયકે ટુકડી ઉભી રાખી અને જાતે થાંભલો ઇશુની પીઠ પર બરાબર ગોઠવ્યો. ઇશુએ એનો આભાર માન્યો ને ટોળું વળી આગળ ચાલ્યું.

પણ થોડાંક કદમ જ સૌ આગળ ગયા હશે એટલામાં ઇશુ તમ્મર ખાઇને પડયો.

વળી દીમા રડી ઉઠયો. 'એનામાં કાંઇ જ રહ્યું નથી એટલુંય તમે લોક ભાળતા નથી?' આ ફેરે પણ કોઇ એને વઢ્યું નહિ, પણ સિપાઇઓ આપોઆપ અટકયા અને નાયક તથા એક સિપાઇએ મળીને ઈશુના શરીર પરથી તોલદાર થાંભલો ખસેડયો ને એને બેઠા કર્યા.

પાછળ આવનારી સ્ત્રીઓ રડતી હતી. તેમાંની એકે પોતાનો બુરખો કાઢયો અને એક ભિસ્તી બાજૂ પર જોતો ઉભો રહ્યો હતો તેની મસકના મ્હોં આગળ ધર્યો. એ ભીના બુરખાથી તેણે ઈશુનો પરસેવાથી ઝેબઝેબ થઇ રહેલો સૂકાએલા લોહીવાળો ચ્હેરો લૂછ્યો અને પોતાના પાલવ વડે પવન નાંખવા લાગી. થોડી વારે ઈશુએ આંખ ઉઘાડી અને એનાં શાંત કરુણ ચહેરા પર આભારનું સ્મિત ફરકયું. આ દેખાવ જોઈ સ્ત્રીઓ હૈયાફાટ રડી ઉઠી અને ડુસકાં મૂકીમૂકી છાતી કૂટવા લાગી.

ઈશુએ નાયક સામું જોયું. 'મ્હારો આત્મા રાજી છે, પણ આ માટીનો દેહ દુર્બળ છે.' પછી સ્ત્રીઓ તરફ ફર્યો અને બોલ્યોઃ 'હે જેરૂસલેમની સ્ત્રીઓ, મારે સારૂ રડો માં, તમારે પોતાને સારૂ રડો ને તમારી ઓલાદને સારૂ રડો. એક એવો પણ જમાનો આવશે, જ્યારે જે વાંઝીયાં હશે ને જેને ઓલાદ નહિ હોય તે જ સુખી ગણાશે. દુનિયાની જે નાસ્તિકતા આજે મારો જીવ લઈ રહી છે તેનો તમારા ઉપર પણ પંજો પડશે. જેઓ તલવારના જોર પર દુનિયાનું રાજ કરવા નિકળ્યા છે તેઓ સ્ત્રીઓની ને બાળકોની દયા પણ આણવાના નથી.'

એ લથડતે પગે બળ કરીને ઉભો થયો અને નાયકે મદદને સારૂ ચોમેર નજર ફેરવી.

મ્હારી જોડે જ એ શાકના ટોપલા લીધેલો પહાડ જેવો હબસી ઉભો હતો. એના રૂશનાઇ જેવા ચ્હેરા પર અને લાલચોળ આંખોમાં દયા ઉભરાતી હતી. નાયકે તેની સામું જોતાં જ તે રાજી થઇને એકદમ આગળ આવ્યો. પણ બીજી જ ક્ષણે એની ટોપલીઓ યાદ આવતાં કંઇક સંકોચભરી દૃષ્ટિથી તે મ્હારી સામું જોઈ રહ્યો.

તરત જ મેં તેના શાકના ટોપલા લીધા અને એણે આગળ જઈ રમકડાની પેઠે ઇશુનો ક્રૂસ ઉંચકી લીધો ને અમે સૌ જેરૂસલેમની સાંકડી ગલીઓમાં થઇ દમાસ્કસ દરવાજે થઇને શહેર બ્હાર નિકળ્યા.

---

# ક્રૂસારોહણ

ગલગોથાની ટેકરી ઉપર રાહદારીના રસ્તાની બાજુએ, જતા આવતા લોક ભાળે તેમ ત્રણ થાંભલા તૈયાર દાટેલા હતા. અહીં આવી પહોંચ્યા પછી કેદીઓને કેફને ખાતર દારૂ આપવામાં આવ્યો, પણ ઈશુએ તે લીધો નહિ.

પછી ઈશુનાં કપડાં ફરી ઉતાર્યાં, એક ફાળીયું રહેવા દઈ તેને ભોંય પર સુવાડયો અને બન્ને હાથ પહોળા કરી

તેના લાવેલ લાકડા જોડે બાંધ્યા. પછી હથેળી વચ્ચે ખીલા ઠોકી હાથ લાકડા જોડે ચોડી દેવામાં આવ્યા. ત્યારબાદ એને ઉભા દાટેલા થાંભલા આગળ લાવ્યા. એક જણ થાંભલા પાછળ નીસરણી મૂકી ઉપર ચડયો અને ઈશુના હાથ ચોડેલ થાંભલાને બાંધેલું દોરડું ઉપરથી ખેંચવા લાગ્યો. નીચેના લોક પણ ઈશુને નીચેથી ઉપર ધકેલતા જતા હતા. અંતે ઉભા થાંભલામાં કરી મૂકેલ ખાંચમાં ઇશુના દેહ સાથે આડું લાકડું બેઠું અને ક્રૂસ જોડે હાથે પગે ચોડાયલો ઈશુનો દેહ ક્રૂસ પર લટકી રહ્યો !

બે ચોરોને પણ ઈશુની બે બાજુએ તે જ રીતે લટકાવવામાં આવ્યા. પછી તેમનાં ઉતારેલાં કપડાંનો ઢગ કરવામાં આવ્યો અને તેની હરરાજી બોલાવવામાં આવી ! સિપાઇઓની અરધી ટુકડી ઘર ભણી વળી અને અરધી નાયકના હાથ હેઠળ ક્રૂસ પર ચડાવેલાઓનો જીવ જાય ત્યાં સુધી પહેરો કરવા પાછળ રહી.

ભલો હબસી શાકના ટોપલા સાથે મ્હારી બાજુએ ઉભો હતો. તેના કાળા ચકચકતા ગાલ પર થઇને ડબ ડબ આંસુ ખરતાં હતાં. તે પોતાના પોંચા વતી ઘડી ઘડી તે લુછતો જતો હતો.

પણ પેલા તમાશગીરોનું જે ટોળું ક્રૂસ પર ચડેલાઓની પીડા નિહાળતું હજી ખસતું નહોતું તેનામાં દયાનો છાંટો સરખો નહોતો. એ લોકો તેમજ દમાસ્કસને રસ્તે જતા આવતા લોકો ટેકરી આળગ ઉભા રહેતા અને ઈશુની તરેહ તરેહની ઠઠ્ઠામશ્કરી કરતા કહેતાઃ

'મ્હોટો દુનિયાને તારવા નિકળ્યો હતો; પોતાને તો તારી શક્યો નહિ.'

મ્હારા અંતરમાં જાણે તિક્ષ્ણ ખંજર ભોંકાયાં. ઈશુના પ્રાણ પીડાથી તરફડતા હતા ત્યારે આ લોકોને એની ઠઠ્ઠામશ્કરી સૂઝતી હતી. ચોર થયો એટલે માણસ કેટલું ઘાતકીપણું સહન કરી શકે એ કેવળ કુતૂહળની આંખથી જોવાનો માણસોને પરવાનો મળતો હશે શું ? મ્હારી આંખે અંધારાં આવ્યાં અને જોકે સૂર્ય હજુ ઉંચે હતો છતાં હું અજવાળું દેખી શક્યો નહિ. ત્યારે મનુષ્ય શું ખરેખર ઘાતકી અને હિંસક પશુ બનવાને જ સરજાયો છે ?

ગેમાએ પોતાનું શરીર સંકોચીને મહામહેનતે એક કોણી આડા થાંભલાની ઉપર ચડાવી હતી અને દારૂના કેફમાં હજુ તે ઈશુને ભાંડતો હતોઃ

'દેખે છે આ કેવા હાલ થયા છે તે ? મ્હોટો દેવાંશી છે તો ઉતર નીચે ને અમને પણ ઉતાર.' એની કોણી નીચે સરકી ગઇ અને એથી ખીજવાઇને ધાંટો બેસી ગયો હતો છતાં એણે ઈશુને વધુ વધુ ગાળો દેવા માંડી.

દીમા ઈશુને જમણે પડખે લટકતો હતો તે રહી રહીને વચ્ચે કહેતોઃ

'અરે ભલા માણસ ! અત્યારે તો હવે ઈશ્વરનું નામ જીભ પર આવવા દે. નાહકની જીભ શા સારૂ વટાળે છે ? એણે તારૂં શું બગાડયું છે તે આમ બકયે જાય છે ? આપણા આવા હાલ કરવામાં તો એ લોકોને કંઇકે સબબ છે. આપણે એમનો કાયદો તોડયો છે, પણ આણે તો કશુંયે નથી કર્યું.'

અને પછી ઈશુ તરફ વળીને એણે કહ્યું:

'ભાઇ, તારા રાજ્યમાં તું દાખલ થાય ત્યારે મ્હને ભૂલતો નહિ.'

'આજે જ હમણાં આ દેહદમન પૂરૂં થશે ને આપણે ભેગા થવાના.' એનો ચ્હેરો શરીરયાતનાથી કરમાયો હતો, પણ એના અવાજમાં હજુ જેવી ને તેવી નરમાશ હતી. ડીમાની નિસ્તેજ મુદ્રા પર તેજ વિલસ્યું અને એણે અંત સુધી ખમી લેવા હોઠ ભીંસ્યા.

હું આ બધું ટગર ટગર જોઇ રહ્યો હતો. લજ્જાએ મને ઘેરી લીધો અને સંતાપની જ્વાળાઓ ચોમેરથી મ્હને ચાટવા લાગી. આખી ઉમ્મર મેં આવા દેખાવ જોયા હતા અને માણસોને આમ ખીલા ઠોકી મારી નાંખવાં એમાં મ્હારે મન કશું જ અજુગતું કે અસ્વાભાવિક નહોતું. અરે, આખા જ્યુડિયાભર ગામેગામ અને ગોંદરે ગોંદરે આવા ક્રૂસો જીંદગીભર હું જોતો આવ્યો હતો, જે પર માણસે માણસોના જાન લીધા હતા. દરેક દેશમાં સત્તાધારી લોકોએ માણસજાત પર આવાં મોત ગુજાર્યાં હતાં. સૃષ્ટિના આદિ-કાળથી આમ જ ચાલતું આવ્યું હતું. માણસ માણસને મારતો રીબાવતો આવ્યો હતો.

પણ આજે મ્હેં જોયું કે આ મહા પાપને સારૂ હું જવાબદાર હતો. મ્હારી તેમાં ભાગીદારી હતી. મ્હારી બેદરકારીને કારણે આમ થયે જતું હતું. જે કદાપિ ન થવું જોઇએ તે થવા દેવામાં મ્હારી સંમતિ હતી. તેથી જ હું આ બધું સાંખી રહ્યો હતો. માણસ જેવા માણસને પોતાના ભાઇને હાથે આટલું ખમવું પડે એ સ્થિતિને સારૂ હું

અલબત્ત ગુન્હેગાર હતો. હું આંધળો હતો ને મ્હારી આંખ આગળ આ બધું ભજવાતું હતું તે સાંખી રહ્યો હતો.

પણ ઈશુ આંધળો રહ્યો નહિ. માણસજાત પર ગુજરતું ઘાતકીપણું એણે જોયું અને એ મહા પાપ સામે તેણે પોતાનો બુલંદ અવાજ ઉઠાવી દુનિયાને સાચો ઉપાય બતાવ્યો. એનું સાંભળત તો દુનિયા આવા ઘાતકીપણામાંથી ઉગરી જાત. એનો સંદેશ દૈવી હતો. એની વૃત્તિ અને પ્રકૃતિ દૈવી હતી. ઈશ્વર જ એની મારફત દુનિયાને દોરવા અવતર્યો હતો. પણ સરકારના આ મહાન સંચાએ ઈશુને પોતાના પંજામાં પકડયો અને ભરખી લીધો. એના આ ખૂનનો અને એની જોડે [illegible] આ તેમના પણ ખૂનનો હું ભાગીદાર હતો. મ્હારા અંધાપાને કારણે મ્હારો મિત્ર, મ્હારો મુરશિદ, દીનદુખિયાંનો બેલી ને દુનિયાનો તારણહાર મૂઓ. બન્ને હાથ વડે મ્હેં મ્હારૂં મ્હોં ઢાંકી દીધું અને હું પોકે પોકે રોયો.

અને મારે ખાતર તમને પકડીને રાજ્યકર્તાઓ અને રાજાઓ આગળ ઉભા કરવામાં આવશે, અને લોકોમાં અશાન્તિ ફેલાવ્યાના ને કોમો વચ્ચે ઝેર કરાવ્યાના તમારા પર આરોપ મેલાશે.

પણ જેઓ માત્ર માટીના દેહને જ મારી શકે છે ને આત્માને કશું નથી કરી શકતા તેમનાથી કદિ ડરતા નહિ; જે દેહ તેમજ આત્મા બન્ને પર આણ ચલાવી રહ્યો છે તે જગત્પિતા એકલાથી જ ડરજો.

યાદ રાખજો કે જે જીંદગીના જતન પાછળ રોકાશે તે જીંદગી ખોશે ને જે મારે ખાતર જીવતર સોંઘાં કરશે ને પ્રાણ પાથરશે તે અનન્ત જીવન પાળશે.

—માથ્થ્યુની સુવાર્તા, અ. ૧૦–૧૮,૨૮,૩૯.

# તારણહાર*

હજુ હમણાં સુધી ગાંધીજીનું નામ હિંદુસ્તાન બ્હાર ઓછું જ સંભળાતું. આજ દુનિયાની બત્રીશીયે એ એક જ નામ છે. મ્હારી હડફેટે પણ એ નામ કેવળ અનાયાસે જ

* અમેરિકન પાદરી હોમ્સે ગાંધીજીની ગિરફતારી પછી દેવળમાં કરેલા પ્રવચનનો સારાંશ.

ચડયું; પણ ચડતાં ક્ષણે જ મ્હેં જોયું કે આ પુરુષ દુનિયાની શકલ પલટાવવાની શક્તિ ધરાવનાર એક પ્હેલી પંક્તિની આધ્યાત્મિક વિભૂતિ છે. તે દિવસે એમને વિષે મ્હને પણ ઝાઝી માહિતી મળી નહિ. આજે એમની કીર્તિ દુનિયા આખીમાં ગવાઇ રહી છે. અને તે સદાય અમર રહેવાની. ગાંધીજી એ આજની દુનિયાના ધ્યાનનું ગુરૂત્વમધ્યબિંદુ છે.

આટલા દિવસ હિંદુસ્તાનમાં કેળવાએલા વર્ગના કેટલાક લોકો હિંદુસ્તાનને સારૂ હોમરૂલ અને વસાહતોની ઢબના દરજ્જાની ચળવળ કરતા, પણ પ્રજાનો ઘણો ભાગ તેમાં ખેંચાયો ન હતો. આજે બ્રિટિશ ઝૂંસરીમાંથી નિકળી જવાની બળતરા હિંદના એક છેડાથી બીજા છેડા સુધી દાવાનળની પેરે વ્યાપી ગઇ છે. થોડાક દેશી રાજાઓ, તેમના નોકરો, સરકારી હોદ્દા ધરાવનારાઓ વગેરે લોકો બ્રિટિશ સત્તાને ટેકો આપનાર છે એ સાચું, પણ દેશની ત્રીસ કરોડ પ્રજાને મુકાબલે આવા લોકની સંખ્યા દશ લાખ પણ ભાગ્યે જ થાય. બાકીની પ્રજામાં તો ઉંચામાં ઉંચા દરજ્જા વાળાથી માંડીને અદનામાં અદના માણસ સુધી, રવીંદ્રનાથ ઠાકુરથી માંડીને તે એકાદ અંત્યજ સુધી, સૌ કોઇ હિંદસ્વરાજની ઝંખના કરી રહ્યા છે. અને આ લોકોની ઝંખના એટલે દુનિયાની લોકસંખ્યાના એક-પંચમાંશની ઝંખના, એ વાત ધ્યાનમાં લઇએ તો દુનિયાનું ધ્યાન આજે હિંદની હાલત ઉપર શા સારૂ ન રહે એનો જવાબ આપણને મળી જાય છે.

હજુ હમણા સુધી ગાંધીજી ઇંગ્લંડના મિત્ર હતા અને હિંદમાંની ઇંગ્લંડની હકૂમતના ટેકા રૂપ હતા. આજે એઓ

બ્રિટિશ સલ્તનત સામેના હિંદના શાંત બળવાના સેનાપતિ છે. જ્યારે ગાંધીજી બોલે છે ત્યારે હિંદુસ્તાન જ બોલે છે, ગાંધીજી કાંઈ પગલું લે છે ત્યારે હિંદુસ્તાન જ તે કરે છે અને ગાંધીજી પર હાથ નંખાય છે ત્યારે એ હિંદુસ્તાનની ઇજ્જત પર જ હાથ નંખાય છે અને હિંદ અપમાનિત થાય છે. ગાંધીજી એ આજે હિંદના આત્માનો જ અવતાર છે. આવા મામલામાં કોઈપણ સરકાર દમનનીતિ ચલાવવામાં શા સારૂ ઉતરતી હશે એનો વિચાર કરીએ તો જણાશે કે સરકારો ઇતિહાસમાંથી કશું શીખતી નથી અને મનુષ્યની મનોવૃત્તિની તપાસમાં ઉતરવાનું અગર તો અનુભવથી ડાહ્યા થવાનું તેમના સ્વભાવમાં જ નથી હોતું. પ્રાચીન અગર આધુનિક કોઇ ઇતિહાસમાંથી એવો એક પણ દાખલો નહિ બતાવી શકાય જેમાં એક પ્રજાએ બીજી પ્રજા જોડે કામ લેવામાં દમનનીતિ અને પશુબળ વિજયી નીવડયાં હોય. અંગ્રેજોના મુલકોમાં તો તે દરેક જગાએ અફળ જ નીવડયાં છે. અમેરિકામાં દમનનીતિ અફળ ગઇ, આફ્રિકામાં બોઅરો જોડે અફળ ગઇ, આયર્લાંડમાં ગઈ કાલે જ તે અફળ થઈ અને હિંદમાં પણ આવતી કાલે તે જ થવાનું. દમનનીતિ એક જ બાબતમાં સફળ નીવડે છે, અને તે શત્રુના કાર્યની દુનિયાભર જાહેરાત કરવામાં. અલીભાઇઓ પકડાયા ને આખી ઇસ્લામી દુનિયામાં ખૂણાખાંચરા સુધી તેની ખબર ફેલાઇ અને દરેક ઈસ્લામી હિંદની સ્વતંત્રતાનો હિમાયતી બન્યો. લજપતરાય પકડાયા ને અમેરિકા એકાએક જાગી ઉઠયું, કારણ લાલાજીને એક મહાન વિદ્વાન અને ઇજ્જતદાર ગૃહસ્થ તરીકે તે ઓળખે છે,

અને તેમને શા માટે પકડાવું પડયું એ સવાલ સહેજે જ અમેરિકાને થયો. તેવું જ હવે ગાંધીજીની બાબતમાં પણ. કરોડો લોક આજે એમને ઓળખે છે અને સામ્રાજ્ય-વાદીઓના સિતમના બલિદાન થઈ પડેલા ધર્મવીર સંત પુરૂષ તરીકે એમને તેઓ પૂજવા લાગશે.

ગાંધીજી આજે હિંદી પ્રજાના નાયક તરીકે દુનિયામાં આજ સૂધીમાં થઇ ગયેલા કોઇપણ મહાન્ દેશભક્તના બરાબરીયા છે, પણ એમના જીવનને એવા એક મહાન્ દેશભક્ત તરીકે જ ઓળખશે તે ભૂલ ખાશે. હિંદના રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની તેમની હિમાયત એ ચાહે તેવડું મહાન કાર્ય હોય તોપણ એ એમના જીવનની એક ઘટના માત્ર છે. એમના જીવનનું લક્ષ્ય એથી કેટલુંયે વધુ મહાન અને વિશાળ છે. હિંદસ્વરાજની લડતનો જો કદિ સવાલ જ આજે ન હોત તોપણ એમનું જીવન આટલું જ દિવ્ય, આટલું જ મહાન હોત; અને જો કદિ આજની પ્રવૃત્તિ કાલે ફરીને પડી ભાંગીને અગર વિજયી નીવડીને સમાપ્ત થાય તોપણ એમનો જીવનપ્રવાહ એના ધ્રુવતારા પર લક્ષ રાખીને એ ધ્યેયને પહોંચતાં જેમનો તેમ જ વહે જાય.

વૉલેસ, વૉશિંગટન, ગૅરિબાલ્ડી વગેરે મહાન દેશ-ભક્તોની જોડે ગાંધીજીની સરખામણી કરવામાં દોષ છે કારણ ઉપલા દેશભક્ત વીરો ન્યાય અને ધર્મને ખાતર લોહીની લડાઇમાં ઉતર્યા છે. જ્યારે ગાંધીજી પ્રજાકીય સ્વાતંત્ર્યની ખાતર પણ લોહી રેડવાની વિરૂદ્ધ અને કેવળ અહિંસાને માર્ગે અને આત્મબળના જ જોર પર લડવાના હિમાયતી છે.

આત્મા ઉપર જ એમની બધી મદાર છે. રાજાઓની અને પ્રધાનોની નહિ પણ ઈશ્વરની અને આત્માની જ એમને સદા ફિકર રહે છે. હિંદની કે બીજા કોઈ પરાધીન દેશની રાજદ્વારી સ્વતંત્રતા ઉપરાંત માનવજાતિના આધ્યાત્મિક ઉદ્ધાર માટે એમનો આત્મા અહોરાત્ર ઝૂરે છે. આમ તેમની સરખામણી કરવી જ હોય તો તે કન્ફ્યૂશિયસ, બુદ્ધ, જરથોસ્ત, મહમ્મદ અગર સૌથી સચોટપણે ઈશુ જોડે કરવી ઘટે. એશિયામાંથી જ કાળે કાળે આવી વિભૂતિઓ અવતરી છે, જેમણે પોતાના જીવનદ્વારા સંસારને ઉદ્ધારનો માર્ગ બતાવ્યો છે. આજે આપણી દુનિયાને વાસ્તે ભારતવર્ષમાંથી આ મહાત્મા પ્રગટ થાય છે. સંપૂર્ણ આદરભાવપૂર્વક અને ઇતિહાસને ન મચડતાં હું આ મહાપુરૂષને ઈશુ ખ્રિસ્તની પંક્તિમાં મૂકું છું. પ્લુટાર્કે રોમ અને ગ્રીસના મહાપુરૂષોનાં ચરિત્રો સરખાવ્યાં તેમ આ બે મહાપુરૂષોનાં ચરિત્રને જો કોઈ જોડાજોડ મૂકી સરખાવે તો એ વચ્ચેનું સરખાપણું જોઇ ફક્ત દંગ થયા વગર રહે નહિ. ગાંધીજીના ચરિત્રમાં એક જ વસ્તુની ટૂટી રહે છે અને તે ક્રૂસ ઉપર ચડવાની. અને અત્યારે જે ચાલી રહ્યું છે તે જોતાં આજની બ્રિટિશ સલ્તનત પુરાણા રોમનું સ્હેજે નામ રાખે એમ છે.

જનતા ઉપર એમનું આકર્ષણ અમાપ છે. એમને જોવા વાટે ને ઘાટે માણસોના દરિયા ઉલટે છે. ઈશુની પાછળ જનારાં ટોળાંઓની પેઠે જ લોકોનાં જૂથ ગાંધીજીની પાછળ ફરે છે; અને એઓ બોલે છે ત્યારે પચીસ હજારથી અધલાખ પોણોલાખ માણસ પણ ભેગું થાય છે. અજ્ઞાન ગામડીઆઓ એમને ચમત્કારી અને દૈવાંશી પુરુષ માને છે.

પણ એક નિષ્પક્ષપાતી અને સંપૂર્ણપણે કાબેલ નિરીક્ષકે પણ એવો ચોક્કસ અભિપ્રાય આપ્યો છે કે ઇતિહાસમાં આજ સુધી થઈ ગયેલા કોઇપણ મહાપુરૂષ કરતાં ગાંધીના અનુયાયીઓ સંખ્યામાં, ભક્તિમાં અને તાલીમમાં ચડિયાતા છે.

આવડા મહાન પ્રભાવનું રહસ્ય શું હશે? ગાંધીજી શરીરે આંખને અંજાવે તેવા નથી, બુદ્ધિવૈભવમાં એમને ચડી જાય એવા પુરુષો દુનિયામાં પડ્યા છે, એમની પાસે અલૌકિક વક્તૃત્વશક્તિ પણ નથી. પણ એ બધી વસ્તુઓથી ચડી જાય એવું અલૌકિક ચારિત્ર્ય એમનામાં મૂર્તિમંત થયેલું છે. એમના જીવનની શરૂઆત કોઇનામાં રસની છોળો રેલાવતી નથી. કાચી જ ઉમરે વિલાયત ભણવા ગયા. આવીને મુંબઇમાં બારિસ્ટરી આદરી, પણ ત્યાર પછી સામાન્ય જીવોની પેઠે ધન અને માનના ડુંગર રચવા પાછળ જીંદગી ઘેલી કરી મૂકવાને બદલે તેમણે ઇરાદાપૂર્વક અને વિચારપૂર્વક નીચે ઉતરવાનું—નીચે પરસેવા ઉતારીને રોટલો મેળવવા મથનારા અને મરણિયા થઈ દુઃખ અને દુર્દૈવ વચ્ચે તરફડી મરનારા જીવોને અપનાવવાનું—પસંદ કર્યું. કોઇ દુઃખ, કોઈ અપમાન, કોઈ વિટંબના એવી ન ઘટે જેમાં પોતે ભાગીદાર નહિ. જનસમુદાયના મેલ પર નભનારા અને તેની હડધૂત નીચે જ ઉછરનારા અંત્યજવર્ગને પણ તે અલગ રાખી શક્યા નહિ; અને તેમને અપનાવી એ વર્ગ પર વરસતા ફિટકારમાં એમણે ભાગીદારી મેળવી. એમના પર ગુજરતા ઝીણામાં ઝીણા અત્યાચાર એમણે જાતે અનુભવ્યા અને લોકસમાજને સમજાવવાના

પોતાના કાર્યમાં બીજાને નોતરતાં પહેલાં એમણે દરેક જોખમ પોતાની જાત પર લઈ દેખાડ્યું. દક્ષિણ આફ્રિકામાં ત્યાંની સરકારના અન્યાયો સામે તેમણે નિરાધાર હિંદી ગીરમીટીઆઓને દોર્યા એ ઇતિહાસ રમણીય છે. એ લડત દરમ્યાન ગાંધી ખુલ્લા આકાશ તળે ભોંય પર સૂતા, પોતે ગરીબીને વર્યા અને પોતાના સાથીઓને પણ તેમ કરવા કહ્યું અને જાતે 'ખેડૂત'ના ધંધા પર આજીવિકા આદરી.

તેવો જ કિસ્સો એમના વસ્ત્રત્યાગનો છે. એમના હરકોઇ વિરોધીને મળો, એ તરત જ એમના કચ્છની વાત કરીને એમના હવાઈ આદર્શોની સાબિતી આપવા મથશે. ગાંધીજીએ તો પ્રજાને પરદેશી કાપડનો સંપૂર્ણ ત્યાગ કરવા અને ઘરના રેંટિયા અને હાથસાળ ઉપર જરૂરપૂરતું કાપડ તૈયાર કરી લેવા વીનવવા માંડેલી. ઘણાને આ બહુ મુશ્કેલ લાગ્યું. ઘણાને કાપડની ભારે તંગી ફેલાવાની ધાસ્તી લાગી. તરત જ ગાંધી એકમાત્ર કચ્છભેર જ લોકો વચ્ચે હાજર થયા અને મ્હોટમ્હોટાં શહેરોમાં, સભાઓમાં અને મેળાવડાઓમાં તેમણે એ રીતે જ ફરવા માંડ્યું. આમ હિંદુસ્તાન જેવા દેશમાં કાપડની ઓછામાં ઓછી જરૂરિયાત તેમણે પ્રત્યક્ષ આચરણ દ્વારા સાબિત કરી આપીને શંકા અને સંકોચનું વાતાવરણ ટાળી નાંખ્યું. જનતાના અનુભવોના ભાગી થવાની તેમને લગની છે. અને એથી જ લોકો પોતાના નેતા જ નહિ પણ પોતાના સાથી અગર ભાઇ હોય એવી દૃષ્ટિએ એમના તરફ જુએ છે.

વહેવારમાં 'ઇરાદાપૂર્વક જાતે સહન કરી લેવાનો' સિદ્ધાંત—સામાને સહન કરાવનાર નહિ પણ જાતે સહન

કરી છૂટનાર પુરૂષ જ સંસારમાં સર્વજીત છે, એ સત્ય—બહુ ન્હાની ઉમરે જ એમણે કાયમ કર્યું, અને એમનું આખું જીવન એ સત્યની જ સાધનામાં એમણે વિતાવ્યું છે. એની પાછળ એમણે એમની મિલ્કત, એમનો સામાજિક દરજ્જો, એમનો ધંધો,—એમના માનવપ્રેમની આડે આવનાર દરેક વસ્તુનો ભોગ આપ્યો. એમના ખાવાપીવાનો અને બીજો ઇંદ્રિયસંયમ જૂના કાળના જતિવૈરાગીને શરમાવે એટલો કડક છે. એમણે પોતાના સત્ય પર કાયમ રહેવા ખાતર લોકોનાં વિકરાળ ટોળાંના રોષ, દમ નીકળી જાય તેવા માર, જોખો, વગેરે ખમ્યાં છે અને એમના શરીર પર એ બધા મારની નિશાનીઓ આજે પણ જોઈ શકાય છે; અને આ બધું એમણે પોતાના જીવનના પરમ સિદ્ધાંત તરીકે પૂરા ઉલ્લાસથી ભોગવ્યું છે. આવો પુરુષ આજે હિંદનો નેતા છે. આવા નરને નમાવવા અગર તો તેના અનુયાયીઓને મ્હાત કરવા તેને પકડીને કેદમાં પૂરનારી સરકારની બેવકૂફીનું શું વર્ણન કરવું !

એમનો પ્રેમનો સિદ્ધાંત એટલો જ મહાન્ છે. એમનાં મન, વાણી ને શરીર એ પ્રેમથી સર્વકાળ છલકાય છે. માનવજાતિ પ્રત્યે પ્રેમ અને કરુણાની આવડી ભરતી આજની દુનિયાના કોઈ પુરુષમાં દેખાઇ નથી. ક્રોધ, રોષ, તિરસ્કાર, ઝેરવેરનો ડાઘ સરખો આ પુરુષના અંતરમાં નથી. આખા સંસાર પ્રત્યે એક જ નિર્મળ નિરવચ્છિન્ન પ્રેમ વરસ્યાં કરે છે. કાળા ગોરાના એમાં ભેદ નથી. એ જ પ્રેમબળે હિંદુમુસલમાન વચ્ચેનાં સૈકાઓનાં વેર મટાડી તેમણે એ કોમોને જિગરથી સાંધી. હિંદુઓમાં પણ વર્ણાશ્રમ

સંસ્થા માન્ય છતાં બ્રાહ્મણ અને અંત્યજ વચ્ચે એમને દરિયો પાલવતો નથી. અંગ્રેજને પણ એઓ પારકા ગણવા તૈયાર નથી. શત્રુ ઉપર પણ પ્રેમ જ કરવાનો આગ્રહ એમનામાં ઈશુના જેટલો જ તીવ્ર છે. આફ્રિકામાં પોતાને મારનાર પર કામ ચલાવવા તેમણે ના પાડી. ' એને લાગ્યું કે હું ખોટું કામ કરતો હતો અને એણે મને માર્યો. હું એના પર કેમ કામ ચલાવું? મારે તો એની ઉપર પ્રેમ જ કરવો રહ્યો.' આમ એમણે કહ્યું; અને એવા પ્રેમબળે એ જ મારનારને થોડા દિવસમાં પોતાનો વેચાણ કરી લીધો.

એ જ વલણ જનરલ ડાયર પ્રત્યે. એઓ કહે છે ' હું એની જોડે સહકાર ન કરું, એને સલામી ન કરું, પણ કાલે એ માંદો પડે તો એની સેવા કરવા દોડી જાઉં અને એનાં મળમૂત્ર ઉપાડવામાં પરમ સુખ માનું.' ખરેખર આ પુરુષ પ્રેમનો અવતાર છે. હજાર કે કદાચ બે હજાર વરસમાં એકવાર આવો પુરુષ આ સંસારમાં અવતરે છે. આવા માણસો દુનિયાની લાયકાત માપી જોવાના માપ હોય છે. જે મનુષ્યસમાજ એકાદ ઈશુ કે ગાંધીને છૂટા વિચરવા ન દઈ શકે એ સમાજ નાશને જ બારણે છે એમ કહેવું જોઇએ.

અપ્રતિકારના સિદ્ધાંતને વ્યક્તિગત વ્યવહારમાં લાગૂ પાડનાર ઈશુ, સેન્ટ ફ્રાન્સિસ, વિલ્યમ ગૅરીસન, થૅારો, ટૅાલ્સટૅાય વગરે થઇ ગયા, પણ એ મર્યાદા વટાવીને સમુદાયના અને જાતિઓના વહેવારમાં અગર સામાજિક પ્રશ્નોના ઉકેલમાં એને લાગૂ કરનાર પુરુષ ગાંધી જ પ્હેલવ્હેલા છે અને એની સંભવિતતા સાબિત કરીને ન્યૂટન અગર ડાર્વિનની પેઠે જ તેણે દુનિયામાં નવો યુગ પ્રવર્તાવ્યો છે.

ઉપલા પુરુષો પોતાના જીવનવહેવાર પૂરતા અપ્રતિકા-રના સિદ્ધાંતને અમલમાં મૂકીને કૃતકૃત્ય થઈ ગયા, પણ દુનિયાના દુઃખનો નુસખો એમાંથી આજ સુધી કોઇ તૈયાર કરી શક્યું નહોતું. આજે ગાંધીજી આવીને એ કામ માથે લે છે અને અપ્રતિકાર અને મનસાવાચાકર્મની અહિંસાના પાયા ઉપર આપણી આજની દુનિયાનો મ્હોટામાં મ્હોટો શાંત બળવો ઉપાડે છે. માનવસમાજમાં ક્રાંતિ કરવાની આ નવી રીતની શોધ જેને આજે હિંદુસ્તાનમાં રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડતનું રૂપ છે—એ જ સંસારના અનુભવરૂપી ધનમાં ગાંધીનો મ્હોટામાં મ્હોટો ફાળો છે.

આમ અહિંસા અને અપ્રતિકારને પાયા તરીકે સ્થાપીને એ ઉપર અસહકારનો અમલી કાર્યક્રમ પ્રજાના પ્રત્યક્ષ વર્તનને સારૂ એઓ ઘટાવે છે. બ્હારથી થોડીવાર આ કેવળ નકારાત્મક સિદ્ધાંત ભાસે છે. પણ જરા ઉંડે ઉતરી તપાસતાં પ્રજાકીય સ્વાશ્રયને સિદ્ધ કરવાનો જ એ સિદ્ધાંત છે એ દીસી આવે છે. પોતપોતાનું કામ પોતે સંભાળી લેવા સાચવી લેતાં શીખવા અને પરાશ્રય ત્યાગવા એમાંથી ગાંધી શીખવે છે; અને આ કામ વિરોધી પ્રત્યે કડવાશ કે વેરની વૃત્તિથી નહિ પણ ખરા સદ્‌ભાવપૂર્વક કરતાં પ્રજાને શીખવે છે.

વિદેશી રાજ્યકર્તાઓ સામે જ નહિ પણ સંસારના સામાજિક અન્યાયો સામે પણ એવો જ પ્રેમના પાયાપર ખડો થયેલો બળવો એઓ કરાવવા માગે છે. એ પ્રેમ વિરોધ છતાં લડનારને વિરોધીની સેવા કરવા પ્રેરે અને શત્રુ

પ્રત્યે પણ ક્ષમા અને કરુણામાં પ્રત્યક્ષ જણાઈ આવવો જોઇએ. કોઇ પણ પ્રજાએ દુનિયામાં પશુબળને માતેલું જોઇ હતાશ થવાની અગર તેની સામે પશુબળમાં સરખાઇ કરી પોતાનું રક્ષણ કરવા મથવાની ને આત્મનાશ કરી લેવાની જરૂર નથી. એ પશુબળની કેવળ ઉપેક્ષા કરી આત્મશુદ્ધિ વડે દુઃખ સહન કરીને તેને જીતવામાં જ વિજય અને ખરૂં શ્રેય સમાયેલું છે, એ ગાંધીજીએ આજની દુનિયાને બતાવેલું તારણ છે. ગાંધીજીનું પકડાવું એ એમના વિજયની સાબિતી છે. આ આવડા શા પુરૂષની ધીરજ અને સહનશક્તિ એ કોઇપણ તલવારના કરતાં ઇંગ્લંડને વધુ ભારે છે, અને દુનિયા જો ડાહી હોય તો આ જ દિવસથી દુનિયામાં પશુબળનો યુગ મટી શાન્તિ અને બંધુ-ભાવનો યુગ બેઠો એમ માનવાને હરકત નથી.

ગાંધીજી આજે હિંદુસ્તાનને બેવડી ગુલામીમાંથી ઉગારવાને મથી રહ્યા છે, એક રાજદ્વારી અને બીજી પાશ્ચાત્ય સંસ્કૃતિની. પશ્ચિમનો અર્થવાદ, જેમાં થોડાના લાભને ખાતર ઘણાને નીચોવવાના કામમાં આધુનિક સુધારાનાં બધાં સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે, એ મૂડીવાદમાં હિંદને ફસાતું અટકાવવું એ બ્રિટિશ હકૂમતમાંથી એને બચાવવાના કરતાં ગાંધીજીને મન ઓછું તાકીદનું નથી. બ્રિટિશ હકૂમત જાય પણ પાછળ મૂડી અને કારખાનાંઓ હિંદને ચૂસવાનું ચાલૂ રાખે તેમાં હિંદની ગુલામી કેમ ટળે? આવો આ પાશ્ચાત્ય સુધારો દુનિયાને સારૂ જીવલેણ જ છે. એમાંથી યૂરોપના મહાયુદ્ધ જેવાં જ ફળ નીપજવાનાં. આર્થિક સત્યાનાશના આવા આ દુષ્ટ જુસ્સાને એશિયામાં

ફેલાતો, જાપાનને ઘેરી વળતો અને હિંદુસ્તાનમાં પગ માંડતો જોઈને ગાંધીજીએ તે સામે લડાઇ પોકારી છે. નકલી અને અન્યાયમૂલક સમૃદ્ધિના કરતાં પોતાના દેશની પ્રજાનો આત્મા, તેમની સાદાઈ, તેમની કળા, તેમનો ધર્મ અને તેમની ઈશ્વરપરાયણતા રક્ષવી એ એમને મન વધુ કિંમતી છે.

અને આ જ મહાન કાર્યને સારૂ ગાંધીજીને સૌથી વધુ હું ધાર્મિક નેતા તરીકે માનું છું. આત્મોદ્ધારનો એમનો સંદેશ પૂર્વ પશ્ચિમ બન્નેને માટે સરખો જ તારક છે. હિંદને તારવાની લડતમાં ગાંધી આજની આખી દુનિયાને ઉગારવા લડી રહ્યા છે. એ માર્ગે દુનિયાને પોતે ખોયેલો આત્મા ફરી એકવાર સાંપડશે.

પાશ્ચાત્ય સુધારો વિજયી રોમની પેઠે આજે દુનિયાનો ધણી છે. એના બાહુબળ શસ્ત્રબળની સીમા નથી. અને એ બળથી દુનિયાને એ પોતાની ભોગ્ય વસ્તુ બનાવી રહ્યો છે. પણ એની એ બધી બાહ્ય વડાઈ સામે અંદરથી એના પાયા ખવાતા જાય છે. રોમના ઇતિહાસમાં ખરી અણીની ક્ષણે ઈશુ પેદા થયો જેણે નાશ પામતી દુનિયાને જીવન આપી ઉગારી. આજે દુનિયાની એવી જ દશામાં ગાંધી પ્રગટે છે એને પણ ઓળખીએ તો તેને પણ એવો જ દુનિયાનો તારણહાર માનીએ.